# વિશ્વ શાંતિનો વિનાશ:

પ્રકાશક,

કાન્તિલાલ લક્ષ્મીશંકર ભટ્ટ,

કરાંચી,



કરાંચી મધ્યે કેમ્પબેલ સ્ટ્રીટમાં આવેલા "વ્યાસ પ્રીન્ટીંગ પ્રેસમાં" વ્યાસ ભાસ્કરશંકર પ્રાગજીએ છાપ્યુ

પ્રત ૫૦૦ ) ( સને ૧૯૨૯.

મૂલ્ય રૂા. ૧-૦-૦



# પ્રસ્તાવના.

ગુજરાતી સાહિત્યમાં આ યુગમાં સામાજીક સ્થિતિને લાગુ પડે તેવી કુટુંબ બોધક ટુંકી નવલીકાઓએ વાંચક વર્ગમાં વિશેષ પ્રિયતા મેળવી છે. એટલા માટેજ સમાજના હિતસ્વી પરમ લેખકો આવી ટુંકી સામાજીક વાર્તાઓ યોજે છે.

આ વિસમી સદીમાં દેશમાં વર્તી રહેલી સ્ત્રીઓની વિવિધ દુર્દશા અને સામાજીક દુર્દશા તરફ નજર નાખતાં જેટલો પણ વિશેષ લાભ જન સમાજને આલેખવામાં આવે તેટલો પરોપકારજ છે. અમુક દુર્દશાને પ્રાપ્ત થયેલ મનુષ્યોને આવા વાંચનથી ચિમકી લાગી, પોતાના ભવિષ્યના હિતનું ભાન થાય તેનું પુણ્ય જેવું તેવું નથી.

બાળ લગ્ન અને વૃદ્ધ લગ્નના પ્રતાપે દેશમાં વર્તી રહેલ મહાઘોર પાતકો આખરે ફળ શું લાવે છે તે તો જોઇ શકો છો. તેમજ આજના યુગના શરમાળ, નિર્બળ અને આત્મબળ વગરના તેમજ અધુરું ભણેલા યુવાન વિદ્યાર્થીઓ કેવી મામુલી જીવન નૌકામાં બેસીને, સંસાર સાગરમાં જીંદગીની ભીષણતા ભરેલી સફરે ઉપડે છે, અને કેવી દુર્દશા અને આફતોને ભોગ થઇ મહાન ચિંતા અને ઉપાધી વહોરી લીએ છે.

આપણા સમાજમાં ગૃહ કલેશ અને કુટુંબ કલેશને ભોગ થઇ પડેલ અબળાઓના આર્તનાદ સુચવતું આ પુસ્તક વાંચકોને એક સરખો રસ અને બોધ આપી શકે તેમ છે. તેમજ આજના યુગના સ્વાર્થી સ્વછંદી નિર્દય મુડીવાદોના ખપ્પરમાં હોમાતા ગરીબ બેકાર યુવાનોની ભયંકર સ્થિતિ સુચવતું આ પુસ્તક સાહિત્યમાં યોગ્ય સ્થાન મેળવશે એવી મારી આશા છે.

જન સમાજમાં આવી ટુંકી નવલ કથાઓના વાંચનનો શોખ વધવો એ એક કલ્યાણ માર્ગનું શુભ ચિન્હ છે. દુનિતિદાયક અને સમાજીક સ્થિતિ આલેખતી નવલ કથાઓના વાંચનથી ધર્મ, નિતિ અને પરોપકારનો લાભ મેળવવા ઉપરાંત સમાજના રૂઢી બંધનો સામે બંડ ઉઠાડવાનું નવું ચેતન પ્રગટાવશે.

હું લેખક અને વિદ્વાન નથી. તથા મારા આ પ્રથમ પ્રયાસના પુસ્તકમાં અનેક ખામીઓ અને દોષ દ્રષ્ટિ ગોચર થશે, તેને માટે હું સર્વની ક્ષમા યાચું છું, અને સુજ્ઞ વાંચકોને સુધારી વાંચવાની વિનંતી કરૂં છું.

વિશેષમાં વાંચક જનોને વિનંતી છે કે પુસ્તકમાં દર્શાવેલાં સ્થળો અને વ્યકતીઓનાં નામો કલ્પીત છે. જેથી વાર્તાની વસ્તુ સ્થિતિ અને નામો કોઇની પણ બદનક્ષીની આશયે આલેખાયેલ નથી, છતાં પણ કોઇ સુજ્ઞ વાંચકોને જો વાર્તાની વસ્તુ સ્થિતિ મળતી રહેતી હોય, તો પોતા ઉપર પાઘડી પહેરી લઈ બદનક્ષી કર્યાનો આક્ષેપ મુકવો નહિ, એ મારી ખાસ વાંચક જનોને નમ્ર પ્રાર્થના છે.

કરાંચી, રણછોડલેન.
તા. ૨૫–૩–૨૯

કાન્તીલાલ લક્ષ્મીશંકર ભટ્ટ.



સ્વ૦ શેઠ શ્રી શોભરાજ ચેટ્ટમલ.

# SETH SOBHRAJ CHETUMAL

*"A Citizen Philanthropist"*

He was the leading Citizen of Karachi City, was born at Sikarpur Sind in the year 1879. He was well educated in English & Sindhi.

After education he came to Karachi at the age of sixteen and shortly recived guaratee of Messrs. Volkart Bros. His sweet speeches made men under his circumstances so glad, that those who had been under his Circumstances never fail to remember him.

During his bunsiness life he took part in many institutions and in many Corporations,

He was the member of Karachi Municipality for about twelve years from 1917 to 1928, and was also the Member of the managing Committee for 1925 and 1926, aswell as of the Garden andMuseumCommittee for some years.

During this period he rendered use ful services to the City and was held in high esteem by his Colleagues on account of the business acumen, wide knowledge and experience and his emiabledisposition.

He was philantrophie by nature and his munificent Charities specially in the direction of mother and child welfare work, will stand as a manument to his memory.

The well known Charities he has given as

Rs. 40000/- Paid for "Karachi Kishndevi Maternity Homes" and "Seth Shobhraj Chatumal Dispensary."

„ 20000/- Paid to Sukker Municipality for dispensaries and the Maternity homes.

„ 7500/ To the Sind Scout head quarter for Scout training.

„ 3000/- For Terrace in the Municipol Garden Karachi.

„ 2000/- For Tenice Court in the R. G. M. Hindu Gimkhana.

„ 2500/- To Shikarpuri Thansahib for light.

„ 2000/- Given in "Hardwar" for Sikarpuri Dharmsala.

„ 1500/- Given to Santan Dharma School. in Quetta

„ 1000/- For Animals trough at Garden Quarter.

„ 1000/- Given to Sanatan Dharm School to erect a room on Seth "Shobhraj's name and a band also

„ 100/- To the Maratha Union Club

Such wellknown charities are not given by any Sindhi up to the time. His well known charities are examples to the rich and wealtthy men to follow him. His well known Charities are denoted through out Sind and Bombay Presidency. He has offered Agriculture Silver Champian Cups to Karachi Culb,Hindu Gimkhana and to Sind Baluchista Club, and gave chance to pulic in the games.

He also always watched eargly the rise of national Manufacture, and in business life, he recived the Chance of the president of the Karachi Indian Merchant Association, also he was the president of Karachi Social Service league.

On the day of 20th November 1928, at 6-3o p. m. the sad and untimely death of Seth Sobhraj Chetumal, which occured at the residence in Garrikhata, is deeply regretted by a large circle of his. friends and the citizens of the Karachi. The sudden death at the untimely of 49 years made great sad news to all. The immedite Cause of his death was the after effect of the operation due to Corbuncles Seth Sobhraj Chatumal President of the Karachi I. Merchants Association and the Social Service league, was a generous hearted gentleman of whom Garrikhata in particular and th City of Karachi was proud. For 30 years he lived as a leading business man and had Consistent good luck all along. He thought of several objects of public good and donated for a Maternity Home and Women's Dispensary. He was one of the few who had modern progressive idea of philonthropy, among his recent gifts are a little park terrace, educational institutions, Sports Gymkhana etc.

He helped a large number of poor people as well as deserving institutions. During the last one year alone he gave over Rs. One Lac for varions charities, some of his other public activities were that he was a first class

Honorary Magistrate, a position where he worked most Conscientiously and honestly, a Member of the Society for the prevention of Cruelty to animals and various otherCommuninities for public services and philanthropy. Still he will in the prime of life and his death will be deeply mourned by a large Number of his friends through out sind and for this I offer my heart felt condolence to the Sons and relations of the deceased. He left three Sons the edest Seth Sugnomal an active assistant in his Karachi Business for some years, the secound Seth Tejumal looking after the Zamindari, and the last Seth Bhagwan is a student. Seth Sugnamal is a young man of 28 doing already his fathers business.

Seth Sobhraj was the generous hearted Hindu I have not seen like him inKarachi, and he had a family of Children absolutely devoted to him. On account of this worthy cilizens lost in his mark of respect on 21st November following Institutions and all the markets and courts were closed.

N. S. D. Civil Engineering College.

M/s Volkart Bros.

Karachi Municipality. and Sukker-Municipality.

All Schools and Colleges.

C. Coronation Colleje.

Amil Assosiation.

Prem Mandli

Broker's Bazar.

Karachi Indian Merchant Assosiation

R. G. M. Hindu Gimkhana



શેઠ સુગનામલ શોભરાજ ચેટુમલ

Kanya Maha Widhyalay

Social Service League.

This all institutinos feeling of sorrow at the untimely death of Him, one of the great philanthropists of sind who devoted his life and moneyfor the good of the people of his province, an express their heart felt sympathy with his family in thir sad bereavement. In this wayKarachi lost a hero who devoted his life and money for poor peopls.

Had Seth Sobhraj Chatumal been alive for a few years more, he would have been given the title of "Rao Bahadur" by Government

At present Seth Sugnamal is the gardian of his family and all the work .done by him, is under taken in his incharge.

In this way for his wellknown services to the City and for his kind gentleheart I dedicated this book in his present, and he promised me to get it publish but soon after few months he died unfortunetly, and my work was postponed for a time. Seth Sugnamal his elder son came to know this matter, and has gladly help me to get this book publish, for this I am very much thankful to him and for his family.

KANTILAL L. BHATT.

# સ્વ. શેઠ શોભરાજની સંક્ષેપ રૂપ રેખા.



ઇ. સ ૧૮૭૯ માં એમનો જન્મ શિકારપુરમાં થયો હતો. અહિ યોગ્ય ઇંગ્રેજી અને સિંધીનો વિદ્યાભ્યાસ મેળવી, કરાંચીમાં સોળ વર્ષની નાની વયે પ્રથમ આગમન કર્યું. અહીં થોડા વખત પછી તુરતજ વ્હેપાર ધંધામાં જોડાતાં એમની વિશેષ કુશળતાએ મેસર્સ વોલકેટ બ્રધર્સની ગેરંટી બ્રોકરની પદવી મેળવી આપી. એમનામાં રહેલાં સાહસ, પરાક્રમ, ઉત્સાહ વૃત્તિ, આદી ગુણોને લઇ આ ધંધામાં અગ્રસ્થાન આ બળથી મેળવ્યું, અને દેશના ઉદ્યોગી વેપારની ઉન્નતિના ધ્યેય તરફ વિશેષ લક્ષ રાખી, દેશી વ્હેપારીઓના સાહવાસમાં પ્રતિષ્ઠા મેળવી કરાંચી ઇનડીયન મરચંટ એસોસીએસનના પ્રમુખનો ઉંચો હોદ્દો ભોગવ્યો. મરહુમની કદાવર પ્રતાપ ભરી મુર્તિ સર્વ કોઇને આકર્ષણ કરે એવી હતી. એમનામાં રહેલી સાદાઇ, ગરીબો ઉપર શુદ્ધ પ્રેમ ભાવ, નિરભિમાન વૃત્તિ, લોકહિત સાધના ઇત્યાદિ શુભ સંપત્તિથી મરહુમ જાહેર સંસ્થાઓ, મંડળો સમાજો અને કોરપરેશનોમાં હાજરી આપી લોક સેવાના દરેક કાર્યમાં ખંત પુર્વક અગ્રગણ્ય ભાગ લેતા.

ઇ. સ. ૧૯૧૭ થી ઇ. સ. ૧૯૨૮ સુધી કરાંચી મ્યુનિસીપાલીટીના કાઉંનસીલર તરીકે સારી સેવા બજાવી. તેમજ ગારડન અને મ્યુઝીયમ મેનેજીંગ કમીટીના મેંમ્બર ઘણો વખત સુધી રહી કૃતાર્થ થયા. કરાંચી સોશીઅલ સરવીસ લીગ અને પશુ રક્ષણ સંસ્થામાં પણ ઘણો વખત સુધી મેંમ્બર રહી સેવા બજાવી, તેમજ ઓનરરી માજીસ્ટ્રેટ તરીકે લાંબી અને લોક પ્રિયતા સંપાદન કરનારી કારકિર્દી ભોગવી. એ ઉદાર દિલ શ્રીમંતે વિદ્યાર્થીઓ, વિદ્યાલયો,



શેઠ તેજુમલ શોભરાજ ચેટુમલ.

અનાથ આશ્રમો સંસ્થાઓ અને ઔપધાલયોને તન, મન અને ધનથી જોઇતી જરૂરીયાતો પુરી પાડી અમર કિર્તિને પ્રાપ્ત કરી ગયા. છેલ્લાં બે વર્ષમાં એમણે એક લાખથી પણ વિશેષ આપેલી ઉદાર સખાવતો, સર્વ કોઇ શ્રીમંતોને ઉદાહરણ લેવા રૂપ છે. કરાંચી કીશનદેવી મેટરનીટી હોમ્સ, સખર શોભરાજ ચેટલુમ ડીસ-પેનસરી, સ્કાઉટસ ટ્રેનીંગ કોલેજ, મ્યુનીસીપલ ગાર્ડનમાં પારક અને ટેરેશ, ઇત્યાદી એમની અમર કૃતીઓ એ ઉદાર દિલ શ્રીમંતનું સુસ્મરણ કરાવતી મહાલે છે. તારીખ વીસમી નવેમ્બર ૧૯૨૮ ના રાત્રે, ફક્ત ઓગણપચાસ વર્ષની નાની વયે એમનું એકાએક થોડી માંદગી ભોગવી અવસાન થયું. આ ખેદજનક બનાવથી સર્વત્ર શહેરમાં શોક પ્રસરાઇ ગયો હતો.

આ ખેદજનક બનાવથી કરાંચી અને સખર મ્યુનીસીપાલ ઓફીસો, શાળાઓ, વાલકર્ટ બ્રધર્સની ઓફીસ, કોરોનેશન કોમર-શીઅલ કોલેજ, હિંદુ જીમખાના ઇત્યાદી સંસ્થાઓ મરહુમના માનમાં બંધ રાખવામાં આવી હતી. અને શોકની મીટીંગો ભરી દિલસોજી બતાવી હતી અને એમના કુટુંબને આશ્વાસનના પત્રો મોકલી આપવામાં આવ્યા હતા.

એમનામાં રહેલી નિષ્કામવૃત્તી, અગાધ પ્રમાણીકતા, સાહ-સિક મક્કમતા, સ્વજાતિ તેમજ અન્ય જાતિ સેવાની પ્રબળ સક્રિય ઇચ્છા, નિર્દંભ ઉદાર સહૃદયતા, સાર ગ્રાહિ બુદ્ધિ મત્તા અને આનંદ

પ્રીયતા વિગેરે ાવશી રહેલી શુભ સંપાન્તથી આકર્ષાઇ નિસ્વાથ આશા રગર પ્રેરાઇ આપની અમર ક્રિર્તિમાં આ "વિશ્વ શાંતિનો વિનાશ" નામે પુસ્તક સ્નેહ સંબંધના સ્મરણાર્થે આપના અમર આત્માને સમર્પી કૃતાથ થાઉં છું.

કરાંચી
રણછોડ લેન.
તા. ૨૫-૩-૨૯

આપનો શ્રેયેચ્છુ,
**કાન્તીલાલ લક્ષ્મીશંર ભટ્ટ.**



૧૪૭૫૯

# રક્ત બિન્દુ.



વિ. સં. ૧૯૫૬ મહા ગુજરાતને માટે પ્રલયનો કાળ હતો. ત્રણ વર્ષના સતત કાળ સુધી દેશમાં કોઇ પણ સ્થળે વૃષ્ટિ થઇ ન હતી. માનવ જીવનને અન્ન અને પાણીના સાંસાં હતાં.

સકલ સૃષ્ટિના પાલક પિતા પરમાત્મા પણ તે વખત માનવ જીવનની ચેષ્ટા જોવા નિષ્ઠુર હૃદયે આંખ મીંચામણી રમી રહી, વિશ્વ શાંતિના વિનાશનું ધ્યેય રાખ્યું હોય તેમ સર્વ સ્થળે જણાતું હતું. આ પ્રલય કાળના પુરમાં મનુષ્ય મનુષ્યના ભક્ષ માટે તત્પર થયાં હતાં. માત પિતા ક્ષણીક અન્ન માટે અંદર અંદર વિક્ષેપ કરી, પોતાનાં બાળકો તરફનું વાત્સલ્ય ભાન ભુલી રહ્યાં હતાં. આવા પ્રલય કાળના પ્રસંગે મનુષ્યો પોતાની કિર્તિ અને ધર્મનું વિસ્મરણ કરી, કેવળ ક્ષુધા તૃપ્તી અર્થેજ આત્મ રક્ષણ મેળવવા એક સ્થળથી બીજે સ્થળ ભટકી રહેયાં હતાં. મનુષ્ય જીવન ઉપર એ કુદરતી કારમી કોપ હતો. એક તરફ મહા દુષ્કાળનું પ્રચંડ વાદળ ચડી આવ્યું હતું અને બીજી તરફ જીવલેણ અસાધ્ય રોગનો ઉપદ્રવ વિશેષ થઇ પડયો હતો. અસંખ્ય મનુષ્યો અને પશુઓ આ મહા કાળના કાળચક્રના ખપ્પરમાં હોમાઇ, આત્મ યજ્ઞો કર્યા હતા. આવા ભુખમરા અને અસાધ્ય રોગના ઉપદ્રવની વિપરીત સ્થિતિમાં માનવ જીવનને પોતાના દિવસો નિર્ગમન કરવા દિવસ પર દિવસ ભયંકર જણાતા હતા.

આવા કઠીણ દુષ્કાળના પ્રસંગે, વૈશાખ માસના સૂર્યના

પ્રખર તાપમાં, મધ્યાન સમયે એક તરૂણ ઘોડેશ્વાર ઉજ્જડ વન વગડા વટાવતો, નિર્જળ સરિતાઓ નિહાળતો એક નિર્જન રસ્તા ઉપર અશ્વને હંકાર્યે જતો હતો. તેની મુખાકૃતિ પરથી જણાતું હતું હતું કે તે કોઇ ગુઢ વિષયોના વિચારમાં મગ્ન થઇ, મનમાં આવતી નવીન ઉર્મિઓને દબાવી દેવાનું સામર્થ્ય કરી રહયો હતો. ક્ષણીકમાં અશ્વની લગામ ખેંચતો, ક્ષણીકમાં અશ્વની વિશેષ ગતી કરાવતો, પોતાના મનમાં આવતી નવીન ઉર્મિઓને રોકવાનું સામર્થ્ય કરતો, અશ્વને જમણી કે ડાબી બાજુ જવાના સંકેત કર્યા વગર જયાં અશ્વ દોર્યે જતો હતો તે તરફ ગમન કરતો, એ તરૂણ યુવાન એક ગામ નજીક છેક આવી ચડયો.

ગામનું મુખ્ય પ્રવેશ દ્વાર નજીક આવતાં અશ્વ ઉપરથી નીચે ઉતરી, અશ્વને પાછળ દોરી, ગામમાં પ્રવેશી, એક પત્થરના નાના સરખા મકાન પાસે અટકયો. તેના શુભ આગમનની ખબર પડતાં, એક વિરઘેલી વિયોગીની સહોદરાએ તેની સામે આવી ઓવારણાં લીધાં. આવા અચાનક એ યુવાનના આગમનથી જરા આશ્ચર્ય પણ સુહર્ષ થઇ એ વિરાંગનાએ તેનો યોગ્ય અતિથિ સત્કાર કર્યો, આગતા સ્વાગતા કરી કુશળ સમાચાર પુછી, અતિ વિયોગને લઇ સુહર્ષમાં બે ત્રણ અશ્રુ બીંદુઓ વરસાવ્યાં. યુવાનનો અશ્વ સામે આવેલા જીર્ણ મકાનમાં બંધાવી સોહના અતિથિ સેવાના ગૃહ કાર્યમાં રોકાણી, અને યુવાન પણ લાંબી મુસાફરીના અતિ થાકને લઇ સામે પડેલી ખાલી ખાટ ઉપર વિશ્રામ લેવા બેઠો. ગૃહ કાર્યથી પરવાગતાં તેની સહોદરાએ તેના વિરને યોગ્ય અન્ન પ્રાશન કરાવ્યું. અને અલ્પ આહાર ગૃહી થાકથી

વ્યાકુળ બનેલો એ યુવાન મકાન સામેના વિશાળ વૃક્ષની છાંયામાં ખાટ પાથરી તે ઉપર ક્ષણીક વિશ્રામ મેળવવા નિંદ્રાધીન થયો.

* * *

વિરસિંહ પરાક્રમી અને ધીરવીર રજપુત હતો, તેનો જન્મ પવિત્ર રાજપુત કુટુંબમાં થયો હતો, છતાં પોતાના કુટુંબની પવિત્રતાની રક્ષા કરવા પ્રતિદિન યત્ન કરતો. બાલ્યાવસ્થાથીજ તેનામાં અદ્દભુત વિરતા, સાહસ અને જ્ઞાન જણાઇ આવતા હતા. વિર પુરૂષોનાં જીવન ચરિત્રો સાંભળવાથી તેના ઉછરતા લોહીમાં નવું જોશ ઉત્પન્ન થયું હતું. જેથી રાજપુતનું શુધ્ધ લોહી તેની નશો નશમાં વહેતું હતું. પોતાની એકની એક બ્હેન યોગ્ય ઉમરની થતા તેનું વેવીશાળ પોતાનીજ જ્ઞાતીના ઉંચ્ચ જાતિ અભિમાની રૂપસિંહને ત્યાં કર્યું હતું. સગાં સંબંધીઓમાં પોતાની બ્હેન સિવાય આ જગતમાં અન્ય કોઇ હતું નહિ, આથી સગાં સંબધીઓથી વિમુકત રહી પોતે એકાંત મય શાંત જીવન ઇશ્વર સ્મરણ અને નિત્ય કર્મમાં ગાળી પોતાનું જીવન વ્યતીત કરતો.

પોતાની યોગ્ય સ્થિતિ પ્રમાણે ગૃહમાં બે ચાર ભેંસ ગાય, ઘોડા ઇત્યાદિ પશુ ધન પણ હતાં, તેમજ ખેતી પણ હતી આથી પોતાનો જીવન નિર્વાહ ચલાવવા કોઇ પણ જાતનું કષ્ટ પડતું નહિ. અને દિવસો સુખમય નિર્ગમન થતા આવતા.

વિશેષમાં વિરસિંહ કોઇ પણ વ્યસનિ કેફ આદી વસ્તુઓથી વિમુકત હતો, એથી નિરર્થક ખર્ચથી બચતાં, યોગ્ય સંપત્તિનો પણ સંગ્રહ થયો હતો.

આવા સુખમય દિવસો વિરસીંહને થોડો વખત ટકયા એટલામાં પ્રલયકાળ રૂપ છપનીયા દુષ્કાળનું ભિષણ વાદળ મહા ગુજરાત ઉપર ઘેરાઇ આવ્યું. છપનીયો દુષ્કાળ સર્વને માટે વિકટનો પ્રસંગ હતો આવા કટોકટીના પ્રસંગે વિરસિંહના સર્વ પશુઓ દૈવ ઇચ્છાએ

ફાટી નીકળેલા અસાધ્ય રોગને ભોગ થઇ પડયાં અને એક પણ બચવા પામ્યું નહિં, તેમજ વૃષ્ટિના અભાવે ખેતીમાંથી પણ કોઇ પણ જાતની પેદાસ કે આવક વરસિંહને થઇ નહિ, આથી દુષ્કાળના પ્રથમ વર્ષેજ વિરસીંહને પશુ ધન અને ખેતીમાં નુકશાન વહોરવી પડી અધુરામાં પોતા પાસે હજારેકની મુડી રહી હતી તે પણ આ વર્ષેજ પોતાની એકની એક બ્હેનનું વેવીશાળ કરતાં કરીયાવર કરતાં ખર્ચમાં ખર્ચાઇ ગઇ. આથી ઉપરા ઉપરી આવી પડેલા ખર્ચોઓએ અને કુદરતી કોપોએ તેની આર્થિક સ્થિતિ છેક નિર્બળ કરી દીધી. દૈવયોગે બીજું વર્ષ પણ વૃષ્ટિના અભાવે નિર્બળ નિવડયું. આ કટોકટીના પ્રસંગે વિરસીંહ પોતાનું હૃદય હારી બેઠો. બે વર્ષ તો ગમે તે પ્રમાણે વ્હેપારીઓ અને શ્રીમંતો પાસેથી ઘરો અને ખેતરો ગીરવી મુકી વીઘોટી અને મહસુલ ઘર ખેતરનું ભરી નિર્વિઘ્ને ચલાવ્યે રાખ્યું, પણ આ વખત તેને કોઇ પણ સ્થળે એ આશા ન હતી કે પોતાને કોઇ રકમ એકની બમણી લખી આપતાં પણ ધીરે?

રાજ્યના બે ત્રણ ઇર્ષાળુ અધિકારીઓ વિરસીંહની પડતી જોઈ, વિરસિંહને મદદ દેવા બદલ ઉલટા વિઘ્ન રૂપ થઈ પડયા, અને વિરસિંહની નુકશાનીમાંજ તત્પર રહેના એક શ્રીમંત વણીક ગૃહસ્થનો આશ્રય લઇ આ અધિકારીઓએ રાજ્યને આડું અવળું સમજાવી વિરસિંહનાં ઘર અને ખેતરોનો કબજો આપવા વિનંતી

કરી હતી, અને આ બદલ મોટી રકમ રાજ્યને આપવા પ્રશારત કરી હતી. રાજ્યને પણ વિના તકલીફે આવો અલભ્ય લાભ મળતો એઇ વિપ્ર સંતોષીઓના મતને ટેકો આપી અને જણાવ્યું હતું કે :– જો વિરસિંહ એકાદ માસમાં બે વર્ષથી નહિં આપેલી વિઘોટી અને મેસુલની રકમ નહિ ભરી જાય તો તેના સર્વ સ્થળોનો હકક તમોને સોંપવામાં આપવશે."

વિરસીંહને આ વાતની જાણુ થતાં તેનામાં દુષ્ટ અધિકારીઓ અને રાજયના શાહી ફરમાન સામે ક્રોધાગ્નીનો વૈર પ્રદીપ્ત થયો. રાજયને પ્રથમ તો દુષ્કાળને લઇ એકાદ વર્ષ વીઘોટીની રકમ લંબાવવાની વીનંતી કરી, પણ તેની અપીલ તરફ જરા પણ લક્ષ આપવામાં આવ્યું નહી. અને થોડા વખતમાંજ હવે તો વીરસીંહને આકખું શાહી ફરમાન પણ મળી ગયું હતું કે :–"એક માસમાં ગમે તે યોગે રાજયની નીકળતી રકમ ભરી જાવ અને નહીં ભરો તો ઘર અને ખેતર સર્વ રાજયને હસ્ત થઇ જશે." વીરસીંહ ઉપર આવી પડેલી આવી અણધારી આફતોએ તેને મહાન સંકટમાં ઘેરી લીધો અને તેનું શરીર છેક ચીંતામાં ક્ષીણુ થતું ગયું. રાજયના આવા શાહી ફરમાનના કઠીણુ પ્રસંગે તેને કોઇ પણ આશ્રય રૂપ જણાયું નહી બે ચાર શ્રીમંત પ્રતીષ્ઠીત વ્હેપારીઓ પાસે છેલ્લી વખત મદદની યાચના કરવા ગયો અને એકના બમણા કરી આપવા વીનંતી કરી તો પણ નીષ્ફળ નીવડયો. આમ વ્હેપારીઓ અને રાજયનો દેવાદાર બનેલો વીરસીંહ પોતાના કુટુંબની અને ઘરની આબરૂ જાળવી રાખવાના વીચારોમાંજ હવે ઘુરયા કરતો.

માત્ર બે દીવસજ હવે તો રહયા હતા જો વીઘોટી માટે

રકમની જોગવાઇ નહી થય તો પોતાને પોતાની આંખોએજ પોતાની પડતી જોવાનો વખત આવી રહ્યો હતો. પોતાની હૈયાતીમાં પોતાના પુર્વજોની ચાલી આવતી આબરૂ કેવળ ધન માટેજ કલંકીત થઇ જશે એ આપદા એ તેનો વીચાર પ્રબળ બનાવ્યો.

જે ઘરમાં તેના પુર્વજો અને વંશજો એ ધન અને કીર્તી સંપાદન કરી, સર્વ શ્રેષ્ટ અમર કીર્તી મેળવી ગયા હતા, તેજ કુળની અને એજ ભૂમિની ભયંકર સ્થીતી જોઇ વિરસીંહના હૃદયમાં તે ભુમિ પ્રત્યે માન ગૌરવ ઉત્પન્ન થયું. રાજ્યના શાહી ફરમાન સામે અને પોતાની જન્મ ભુમિના ઉપભોગ માટે તત્પર થયેલા દુષ્ટ અધિકારીઓ સામે, પોતાની માતૃભુમિનું માન ગૌરવ યાદ આવતાં તેની નસે નસમાં એવું ઝનુન ભરાતુ હતું કે પોતાની કીર્તિ અને ભુમિને પરતંત્ર અથવા અન્યના હસ્તમાં પોતાની હૈયાતીમાં તે ભુમિ નો ઉપભોગ નહિ થવા દેવા માટે પોતાના શરીરનું પ્રત્યેક રકત બિંદુનો વ્યય કરવાની તેણે પ્રતિજ્ઞા લીધી

આજે એ દિવસ છેલ્લો હતો રાજય તરફથી માણસ પણ આવી ગયો હતો કે :—"વિઘોટી કાલે ભરી જાવ નહિ તો અયોગ્ય વર્તન થશે." પણ આ વાત ઉપર તેણે આ વખતે જરા પણ લક્ષ આપ્યું નહિ.

આવી પડેલી આપત્તિએ તેનામાં વિકાર ઉત્પન્ન કર્યો. તે છેલ્લે દિવસે તે પ્રભાતમાં ઉઠયો. આજ તેનો છેલ્લો આરામ અને આગૃહમાં હતો. પ્રથમ તેણે વિકૃત ચ્હેરે ઘરમાં પડેલી સર્વ વસ્તુઓ એકી ટસે જોઇ લીધી અને દીર્ઘ વિશ્વાસ નાખ્યો આ સર્વ વસ્તુઓ અન્યના ઉપભોગ માટે તત્પર થશે તે તેનાથી સહન ન થયું. તેનામાં

એ આત્મબળ હતું કે પોતાના પ્રત્યેક રકત બિંદુના વ્યયથી તે સર્વ વસ્તુઓનું રક્ષણ કરી રાજ્યના શાહી ફરમાન સામે ઝઝુમી શકે. પણ શાહી લશ્કર સામે ઝનુની થતાં જરૂર આત્મયજ્ઞ કરવો પડે અને આત્મયજ્ઞ થયા પછી તેના દુશ્મનોજ તે ભુમિ અને વસ્તુના ઉપભોગ માટે અપવિત્ર કરે, તે પણ વિરસિંહને ક્ષાત્ર ધર્મથી વિરૂદ્ધ જણાયું. આથી વિરસીંહનું મસ્તક ભમવા લાગ્યુ. થોડીજ પળ વિચાર કરી પોતાની સર્વ વસ્તુઓનો વિનાશજ કરવા એકાગ્ર થયો. ભાવિ સ્થિતિ તેને વિકટ જણાવા લાગી. જે ગૃહ તેનાં વંશજોએ અમર કીર્તી કરી મેળવ્યું હતું તેજ ગૃહ સ્વહસ્તે ભસ્મિભુત કરવા વિરસીંહ તત્પર થયો. જે મકાન તેના પાપનું સાધન બન્યું છે, જેમાં દુષ્ટ અધિકારીઓની વાંછના છે અને બાળી નાખ્યેજ શાંતિ થશે. એમ તેને જણાયું. તે દિવસ પોતાના અશ્વની યોગ્ય ચાકરી કરી મુસાફરીને લાયક સજ્જ કરી દીધો ઘરની સર્વ વસ્તુઓ રાચ રચીલું બારી બારણાં આદી સ્થળોને ઘરના મધ્યમાં એકત્ર કરી તે ઉપર યોગ્ય ઘાસ અને ગ્યાસતેલ છાંટી આગ લગાવી દીધી ધુમાડાના ગોટા આકાશ તરફ ઉંચા થયા. એ ધુમાડાના ગોટાઓમાં થોડીજ પળે અગ્નિની ભભકતી જવાળાએ દર્શન આપ્યાં. અને એકજ ક્ષણમાં તેનું વિલાસ ભુવન, તેનું આશ્રમ વિશ્રમા સ્થાન ભડભડાટ અગ્નિની મહાન જ્યોતિઓ વચ્ચે સળગી ઉઠયું. અગ્નિએ ઝપાટા સાથે સારાયે મકાનને કબજે કર્યું અને એ અગ્નિની ભભકતી ઝવાળાઓ જોઇ વિરસીંહના અંતરની જવાળા સમી. પોતાની બદનામીના અસ્તિત્વને ભાવિ પ્રજાના દર્શન માટે રહેવા દેવા કરતાં એના એક એક અવશેષનો સંપુર્ણ વિનાશ સ્વહસ્તે કરી જુસ્સામાં વિરસીંહ છલંગ

મારી અશ્વારૂઢ થઇ અગ્નિની ભભકતી જવાળાઓ નીરખતો ગામ બહાર પલાયન કરી ગયો. અગ્નિએ પોતાની ફરજ બજાવી અને મકાન થોડીજ વારમાં અસ્તિત્વ ખોઇ વિનાશ પામ્યું. એજ વિરસીંહ ભાગ્યના વિલક્ષણ સંયોગે પોતાનું સર્વસ્વ અગ્નિને સમર્પિ આજ પરાધિન થઇ પોતાની એકની એક બ્હેનને ત્યાં આશ્રયી થવા અચાનક આવી ચડયો અને બ્હેને પણ સતત દુષ્કાળ છતાં યોગ્ય અતિથિ સત્કાર કરી આશ્રય આપ્યો. રાજ્યને પણ "ભસ્મિ ભુત સ્થાન" ની અને વિરસીંહના વલણની ખબર પડતાં તેનાં આવાં વિકૃત બદલ તેને પકડવાનું શાહી ફરમાન કાઢ્યું.

* * *

સન્ધયા કાળનો સમય થયો હતો આકાશમાં ક્ષીણ લાલ રંગની છટા પ્રસરેલી હોવાથી એક પ્રકારની ઉદાસીનતા જણાતી હતી લાલ, પીળાં સફેદ અને કાળાં વાદળાં એક બીજાં ઉપર ગુંચવણી ખાઇ રહયાં હતાં. મંદીરામાં થતો શંખ ઘન્ટાનો ધ્વનિ કર્ણ ભેદક જણાતો હતો. પક્ષીઓ પોતાના માળા તરફ ઉડતાં જતાં હતાં ગંદ પવન કોઇ એક અજાણ્યા વેગળા સ્થાનકેથી પક્ષીઓનાં મધુર તાન ઘસડી લાવતો હતો. આ અપૂર્વ શોભા સમયે એક વિશાળ પડતા સ્વચ્છ મકાનમાં બે રાજપુત યુવાનો અને એક યૌવના વાર્તાલાપ કરી રહયાં હતાં.

"કેમ વિરસીંહ આજ તો તમારાં અચાનક અમારે ત્યાં પગલાં!" એમ કહેતાં રૂપસીંહ. વિરસીહના બનેવીએ ચિંતાગ્રસ્ત બેઠેલા વિરસીંહને પુછયું રૂપસિંહના આ હૃદયભેદક શબ્દોએ વિરસીંહને સચેત કર્યો અને તેના હ્રદયમાં એકદમ ધક્કો લાગવા જેવું થયું. નીચું જોઇ ખીન્ન સ્વરે વિરસીંહે કહયું. "રૂપસીંહ મારી એક વિનંતી છે તે તારામાં શકિત હશે તો માન્ય કરીશ, મારાં વિકૃત કરેલાં કર્મ બદલ અત્યારે મારી પાછળ રાજયનું લશ્કર પડયું છે તે ટુંક વખતમાં મને શોધતા અહિં ફરી વળશે. જો તારામાં અદ્‌ભુત વિરત્વ હોય તોજ મને રહેવાને આશ્રય આપીશ અને પ્રાણની દરકાર કર્યા વગર મારાથી સંમિતિ કરીશ. અને ભયંકર વિટંબના-માંથી મ્હને મુક્ત થવાનો રસ્તો બતાવીશ એ ધારીનેજ હું તારે ત્યાં આવેલ છું" વિરસીંહના આ શબ્દો સાંભળી રૂપસીંહની મુખા-કૃતી જરા ઝાંખી પડી. અને મુખ ઉપર સ્પષ્ટ ભયની રેખા જણાવા લાગી. ધરૂજતા સ્વરે રૂપસીંહે વિરસીંહને પુછયું. "કહો મારામાં જો સાર્મથય હશે તો જરૂર મદદ કરીશ." રૂપસીંહના આ શબ્દોથી વિરસીંહે પોતાની અથઇતી રૂપસીંહને સંભળાવી અને કહયું કે:- "સ્વધર્મ હું હજી ભુલ્યો નથી, મ્હે મારૂં કર્તવ્ય પાલન કર્યું છે, અને તે બદલ મેં મારૂં સર્વસ્વ અગ્નિને આહુતિમાં સમર્પિ, મારા ચુર્ણ વિચુર્ણ થઇ જતા હ્રદયને શાંત પાડવાજ અહિં આવી ચડયો છું. જો તારામાં મને નીડરતાથી આશ્રય આપવાનું સાર્મથય હોય તોજ હું રોકાઉં નહિં તો રજા લઉં!" એમ કહેતાં વિરસીંહ મૌન રહયો.

થોડી વાર મૌન રહી રૂપસીંહે સહજ ગભરાટથી કહયું: "વિરસીંહ તમો અત્યારે વખત તો જુઓ છે કે મનુષ્યને અન્ન

અને પાણીના શાંપા છે, કેવા કષ્ટથી મને અમલદારોની કૃપા દ્રષ્ટી થઇ છે, તે પણ તમને આશ્રય આપવાથી હું ગુમાવીશ એમ મને જણાય છે! અમલદારોની તમારાં વિકૃત કર્મની ખબર પડતાં જરૂર તમારે અને મારે તે બદલ ભોગ થવું પડશે અને ઉલટા અમલદારો મ્હને એમજ ફજેત કરશે કે રાજ્યના ગુન્હેગારને જાણ્યાં છતાં કેમ આશ્રય આપ્યો? માટે તમારાં કરેલાં કર્મ બદલ મારે શિક્ષા ભોગવવી પડે અને મારી ફજેતી થાય એ સહન કરવાની મારી શકિત નથી! તેમજ અત્યારે મારી એવી સ્થિતિ પણ નથી કે તમોને પાંચ પચાસની મદદ કરી ૠણ મુકત થાઉં! માટે દેશ પાટણ, અમદાવાદ તરફ વિદાયગીરી માટે તત્પર થવું તેજ અત્યારે તમારે માટે ઠીક છે; માટે આજ પ્રભાતથી યોગ્ય લાગે તે ગોઠવણ કરી મારાથી મુક્ત થશો; નહિં તો મારે પણ અસભ્યતાનું વર્તન એક સંબધી અતિથિ તરફ ન છુટકે કરવું પડશે?" આમ કઠોર ઉદગારો કાઢતો, રૂપસીંહ, વિરસીંહ તરફ તીવ્ર દ્રષ્ટીથી નીહાળતો તુરત ઉઠી નીકળ્યો.

વિરસીંહને પણ રૂપસીંહના આ હ્રદયભેદક કટુ વાકય પ્રહારો શર સધાનને યોગ્ય જણાયા.

વિરસીંહની સહોદરા સોહના જે રૂપસીંહની ધર્મ પત્ની થતી હતી તે પણ પોતાના ભાઇ વિરસીંહની હ્રદય ભેદક વિપરીત ઘટના જાણી પશ્ચાતાપ કરવા લાગી. પોતાના પતિનું પોતાના ભાઇ તરફનું આવું અઘટીત વર્તન જોઇ પોતાના પતિ પ્રત્યે અણુગમો ઉતપન્ન થયો. એક વિર રજપુત છતાં, પોતાનો પતિ આજે તેને ક્ષાત્ર ધર્મથી છેક અજ્ઞાત જણાયો. પોતાના ભાઇની આવી અધમ સ્થિતિ જોઇ શોક સાગરમાં ડુબી જઇ સોહના પોતાના ભાગ્યને ધીક્કારવા લાગી.

અને પ્રભુ તરફ દયાની યાચના કરતી એકાએક શોકમાં આ ઉદ્દગારો બોલી ઉઠી. "ઓ ભગવાન! એ પુરાણા ઉજ્વળ દિવસો ચાલ્યા ગયા; કીર્તી સ્વાભીમાનની તો માત્ર હવે છાયાજ રહીશું?" આમ નિશ્વાસ નાંખતી પ્રભુ તરફ દયાની પ્રાર્થના કરતી અશ્રુ સારતી સોહના પોતાના ગૃહ કાર્યમાં વખત થતાં ગુચવાણી.

રૂપસીંહ અપવિત્ર ભ્રષ્ટ અને વિષયી હતો. વિવેક, મૃદતા અને મધુરતા તેની નવયુવાનીમાં જણાતાં નહિ. ગુલામી જીવન તેનું ધ્યેય હતું. રાજ્યના એક બે વડીલ અમલદારોની ખુશામતો કરી તેને સંતોષી તેની કૃપા વડે વેપાર વણજના નાના સરખા ઇજારા મેળવી, યોગ્ય લાગે તે પ્રમાણે ભાવ મુકી, પોતાનો જીવન નિર્વાહ વ્યતીત કરતો. આ રીતે તેણે પ્રતિષ્ઠા પણ મેળવી હતી. ગૃહસ્થિતિને યોગ્ય તેની પાસે સંપત્તિ પણ હતી. પણ તે સંપન્તિ માત્ર અન્યના હેતૂ માટે ખરચાય તેમ હતી નહિ. સંપન્તિ છતાં તે પરાધીન હતો સ્વતંત્રતાના સ્વપ્નનો અનુભવ તેને છેક સ્વપને પણ હતો નહિ. તેના ગુલામી જીવને તેનું આત્મબળ છેક ગુમાવ્યું હતું. અને એ આત્મબળ જતાં આશ્રયે આવનારને યથા શકિત મદદ રૂપ થવું, તેનું પણ તે ભાન ભુલ્યો હતો. આમ અતિ લોભમય વૃન્તિને લઇ પોતાના ક્ષાત્ર ધર્મનું પાલન કરી શકતો નહિ અને ધર્મશીલ અને કર્તવ્ય પરાયણ રહી શકતો નહિ અને એ ક્ષાત્ર ધર્મ પાલન ન કરતાં આજ આશ્રયે આવનાર વિરસીંહ તેને દુકાળમાં અધિક માસ ભળ્યો એમ સમજતો. વિરસીંહના અતિથિ રૂપે તેને ત્યાં આગમન પછી રૂપસીંહ દીન પ્રતિદીન ચીંતા મુગ્ધ રહેતો. વિરસીંહની સંકટમય સ્થિતિનું બ્યાન સાંભળ્યા પછી વિરસીંહને આશ્રય આપ્યા બદલ રૂપસીંહ પોતાની ધર્મ પત્ની સોહના

ઉપર પણ ચાંપતી દેખરેખ રાખતો કે કદાચ વિરસીંહની વીપરીત સ્થિતિને લઇ સોહાનાનું દયાળુ અંતઃકરણ પોતાના ભાઇની વિપત્તિને લઇ ભોળવાઇ જાય અને ગુપ્ત રીતે ધન, માલ, દાગીના ઇત્યાદિ અજ્ઞાતપણામાં મદદ માટે અર્પણ કરી બેશે આમ ચિંતા મુગ્ધ બનેલા રૂપસીંહ પોતાના સાળા વિરસીંહે આગળ ઉપર કરેલા અનેક ઉપકારોનું વિસ્મરણ કરી તેને ચોર, લુચ્ચો, ઠગારો ઇત્યાદિ ઉપ નામો આપી પોતાની સ્ત્રી આગળ વિરસીંહના અવિશ્વાસના બીજ રોપવાનુ સામર્થ્ય કરતો અ વતો, અને વિરસીંહ ક્યારે વિદાય થાય તેજ ચિંતામાં મગ્ન રહેતો.

*    *    *

બે પ્રહર રાત્રી વીતી ગઇ હતી કૃષ્ણ પક્ષના દિવસો હોવાથી ચારે તરફ ઘોર અંધકાર પ્રસર્યો હતો. રસ્તાઓ ઉપર તો એટલો બધો અંધકાર જણાતો હતો કે હાથ બે હાથ વેગળેની વસ્તુ પણ જણાવી મુશ્કેલ! સમગ્ર મન ભુમિ તદ્દન શાંત હતી. ચારે દિશા નિસ્તબ્ધ! આકાશમાં ઝળકી રહેલા તારા અને પૃથ્વી ઉપર તેનું કિંચિંત અનુકરણ કરનાર વૃક્ષ શાખાઓ ઉપર ઉડતાં સંખ્યાબંધ આગીયાં પતગીયાંના ક્ષુદ્ર પ્રકાશ વડે, અંધકારના રાજ્યમાં એક જાતનો બળવોજ મચાવ્યો હોય એવું ક્વચિદ્ ક્વચિદ્ દર્શન થતું હતું. મધ્ય રાત્રીનો ગંભીર સમય હતો. આ સમયે એક તરૂણ યૌવના, શાંત અને નિસ્તબ્ધ મકાનના એક સાંકડા ખંડમાં પ્રવેશ કરી રહી હતી. ઘનઘોર અંધકાર હોવાથી

તેને પગલે પગલે અડચણ નડતી હતી. બે ચાર હાથ રસ્તો પણ તેને સ્પષ્ટ રીતે જણાતો નહતો, પણ યૌવના ગૃહથી પરિચિત હોવાથી જેમ તેમ આગળ જતી હતી. આમ અથડાતી કુટાતી માર્ગ ક્રમણ કરતી એ યૌવના નીચેના શયન ખંડ આગળ સામે આવેલા વિશાળ વૃક્ષની છાંયમાં સુતેલા એક માનવી પાસે નજીક આવીને અટકી.

આ અસ્પષ્ટ છાયા મુંર્તિને પાસે ઉભેલી જોઇ તરૂણ વીર વિરસીંહ ચમક્યો! તેણે ઉચ્ચ સ્વરે પુછ્યું. "કોણ અત્યારે મધ્ય રાત્રીએ?" તે છાંયા મુર્તિએ તરૂણ વીરના સ્હામું જોઈ કહ્યું. "ભાઇ હું છું! હજી મને ઓળખી નહિ!" મુર્તિના કરૂણ સ્વર ઉપરથી તરૂણ વીર વિરસીંહે તેને ઓળખી તેના સ્હામું શોક સાગરમાં ડુબેલી જણાતી છાયા મુર્તિ બીજી કોઇજ નહિ પણ તેની વિશ્વાસુ ભગીની "સોહના" હતી. વિરસીંહે તેને ગંભીર સ્વરે પુછ્યું: "બ્હેન અત્યારે આવવાનું પ્રયોજન?" વિરસીંહનો આ પ્રશ્ન સાંભળી સોહનાના નેત્રમાં આંસુ ભરાઇ આવ્યાં અને ખિન્ન હૃદયે બોલી "ભાઇ તારી ઉદાર અને ભવ્ય મુર્તિ દિન પ્રતિ દીન ક્ષીણ થતી જોઇ મારા હૃદય આનંદનો સર્વ નાશ થયો છે. તમે શુદ્ધ ક્ષત્રિય છો, આ વખત તમારા ઉપર સર્વ સ્થળેથી વિપત્તિનો વરસાદ પડી રહયો છે તે સર્વને ભુલી તમો યશ અને વિરત્વને અધિક મુલ્યવાન ગણ્યું છે. એક બ્હીકણ અને

પાખંડી સાથે તમો મને પાણી ગ્રહણ કરાવી મારી કિર્તી અને આબરૂ અને ક્ષાત્ર ધર્મને હાની પહોંચાડી છે?" મારા હૃદયેશ્વરે કરેલા તુચ્છ અપમાન માટે જરા પણ માઠું લગાડશો નહિ! અને તેના તરફ તીવ્રદ્રષ્ટિ આણશો નહિ, તમે મેળવી આપેલો યશ અને ગૌરવના રૂણ ચુકવી આપવાનો અલભ્ય લાભ અમારે આંગણે આવેલ છે પણ તેનામાં એ આત્મબળ રહ્યું નથી કે તમારી અતિથી સેવા કરી રૂણથી મુક્ત થાય. તેમજ તમોએ કરેલો મારા ઉપર અગાધ કૃપા મારાથી વિસ્મરણ થાયે તેમ નથી, તો તે બદલ રૂણ મુકત થવા મારી પાસે ગમે તે યોગે ગુપ્ત બચાવેલો આ એક સુવર્ણ હાર પાંચ, પચાશનો છે તે તમો તમારી આપત્તિને લક્ષ સ્વિકારી મને રૂણ મુકત કરશો! તેમજ આ વાત મેં તમારા બનેવીને જણાવ્યા નથી તો ક્ષુદ્ર ભેટ માટે તમારે કશો ભય કે સંદેહ રાખવાની જરૂર નથી, તો આ વાત તેને જણાવ્યા વગર તેનું મુખાર્વીંદ પણ જોયા વગર આજ પ્રભાતમાં યોગ્ય લાગે ત્યાં રવાના થઈ જશો. એક સ્ત્રી જાતી તરીકે મારી પાસે બદલો વાળી આપવાનું બીજું સામર્થ્ય શું હોય? આમ સુવર્ણહાર અર્પતી સોહના મૌન રહી વિરસીંહે ઉત્તર આપતાં પહેલાં એક વખત સોહનાના ફિક્કા ઉતરેલા મુખ તરફ જોયું, જોતાં જોતાં તહેના મનમાં વિચાર થયો કે "શું બદલો, કોના તરફથી બદલો? રૂપસીંહ પાસેથી કે સોહના પાસેથી? રૂપસીંહે કરેલા અપમાનની વાત સાંભળી ને કોન હૃદયમાં

સખ્ત આઘાત થશે ? એક ક્ષુદ્ર ભેટનો સ્વિકાર કરી પોતાની કીર્તીને ધુળમાં રોળવી તેનાથી મૃત્યું અધિક પ્રિય જણાયું. કદાચીત રૂપસીંહને આ સુવર્ણ હારની મદદ લીધાનો ધોખ કરવો પડે તો, પોતાની બ્હેન સોહના પાસે રૂપસીંહ તીરસ્કારે અને કગાર ચોર તરીકે પોતાને ઓળખાવે તો સોહનાને કેવું ભયંકર દુઃખ થાય ?" આમ વિચારો આવતાં વિરસીંહના મનમાં સોહનાની ક્ષુદ્ર ભેટનો સ્વિકાર કરવાની ઇચ્છા થઇ નહિ. ભવિષ્યમાં રૂપસીંહ તરફથી સોહનાને ચિરકાળ મ્હેણું સાંભળવા માટે દુઃખી થવા દેવી તે તેને અયોગ્ય લાગ્યું. આથી વિરસીંહે સોહનાને નિશ્ચય પુર્વક સુવર્ણ હાર ક્ષુદ્ર ભેટ તરીકે સ્વિકારવાની ચોકખી ના પાડી. પણ સોહના તેમ સમજે તેમ હતી નહિ, તેણે તો ભાર દઇ આગ્રહ કરી સુવર્ણ હાર વિપત્તીના સ્મારક તરીકે અર્પણ કરી, પ્રભાતમાં તેને વિદાય થવાનું સુચવતી, એકા એક અંધકારમાં ધીમે પગલે અદ્રશ્ય થઇ ગઇ.

વિરસીંહને આ વસ્તુનો સ્વીકાર કરવો તે અધર્મ જણાયું, પણ આવી પડેલી આપત્તિમાં લોભને વશ રાખવો એ કામ મહાન કઠિન હતું. છેક મહાન વિપત્તિમાં તે ભેટ તેણે હવે વિના સંકોચે સ્વિકારી અને પોતાની સહોદરા સોહનાના દયાળુ અંતઃકરણને ધન્યવાદ આપતો વિચાર મુગ્ધ બન્યો, અને અલ્પ ભેટને પોતાની કમરમાં રાખી પથારીમાં ધીમે ધીમે નિંદ્રાધીન થયો.

* * *

આજ પ્રભાતમાં ઉઠતાં વિરસીંહને અપશુકન જણાયાં અતિ વ્યાધિ શોક અને વિપત્તિઓએ સખ્ત જોરથી તેના શરીરની સ્ફુર્તિનો

ક્ષય કરી નાંખ્યો. આજ પ્રભાતમાં તેનું શરીર તેને અંધાંગ વાયુના અસાધ્ય રોગના પંજામાં સપડાએલું જણાયું. પથારીથી ઉઠવા તે વ્યાકુળ થયો પણ સર્વ વ્યર્થ હતું. તેને જણાયું કે જરૂર અધર્મને લઇ એક અલ્પ ક્ષુદ્ર ભેટ રૂપસીંહના ખબર વગર ગૃહી તે મહા પાપનું આ ફળ હતું. તેના નેત્રમાં આંસુ ભરાઇ આવ્યાં અને પોતાની આ સ્થિતિ જોઇ સોહનાને બુમ પાડી અને સોહના આવી પણ ખરી. શરીરનું સમસ્ત બળ સંગ્રહ કરી તે પથારીમાંથી ઉઠવા સમર્થ થયો પણ ફરી ચિત્તની અવ્યવસ્થાને લઇ પડી ગયો તેના વિરત્વ ગૌરવનો યશ અન્યને મળ્યો. વીરને બદલે બ્હીકણને યશ મળ્યો. તેના પ્રાણુની નિષ્ફળ આ કાંક્ષાએ પ્રાણુને હચમચાવી મુકયા. એક ઉંડા નિશ્વાસ સાથે શરીરની કેટલીક શકિત વાયુ મંડળમાં ઉડી ગઇ અને મુર્છા પામી ધડાક દેતો પૃથ્વી પર પટકાઇ પડયો. હવે તેના મુખમાંથી શબ્દ ફુટતો બંધ થયો. જાણે તેની સર્વ શકિતનો લોપ થઇ ગયો તેમ થઇ ગયું. તેનું શરીર થરથર કંપવા લાગ્યું. તેનું હૃદય શુન્યકાર થઇ રહયું હતું. તેનાં નેત્રો નિસ્તેજ ફીકકાં જણાવાં લાગ્યાં તેના નેત્રમાંથી વહેતાં અશ્રુનો પ્રવાહ હવે અટકી પડયો. પોતાના વિકૃત કર્મનું પ્રાયશ્ચિત આત્મયજ્ઞ ધારી ગંભીર સ્વરે તેણે બુમ પાડી "ઓ પ્રલયકાળના મહાકાળ શુ મારી આ સ્થિતિ" એમ કહેતા કમરમાં ખોસેલી તીક્ષ્ણ કટાર પોતાના હસ્તમાં લઇ પોતાની વિશાળ છાતીમાં ખોંસી દીધી! અને તુરતજ રકતનો પ્રવાહ ચાલુ થયો! અને ક્ષણીકમાં તેનું સર્વ ચૈતન્ય લુપ્ત થયું! અને તેનો અમર આત્મા આત્મહત્યા કરવાના ગુન્હા બદલ પરમાત્મા પાસે હાજર થયો. આવો હૃદય ભેદક દેખાવ જોઇને દુઃખી સ્થિતિ ભોગવતી સોહનાના મુખ મંડળ ઉપર એક શોકની છાયાં પ્રસરી રહી: તેણે તેના મૃત્ય શરીરને

બરાબર તપાસી લીધું. માત્ર શરીર એકલુંજ પડયું હતું! ચૈતન્ય નહોતું! તેજ સમયે સોહનાનું ચિત્ત ભ્રમિત થયું. સહોદરની પ્રેમ પુર્ણ બુમ સાંભળી તેના હૃદયનું અને મુખ ઉપરનું દુઃખ દુર થયું દુષ્ટ રૂપસીંહ, પાસે આવતો જોઇ સોહનાએ પાસે પડેલી તીક્ષ્ણ કટાર પોતાના હાથમાં લીધી અને વિરસીંહની છાતી પર માથું રાખી "વિર—આ—આવી!" એવા ઉદગારથી કટાર પોતાની છાતીમાં ખોસી દીધી! પળવારમાં વિરસીંહના શરીરમાંથી નીકળેલા રકત પ્રવાહમાં, સોહનાની છાતીમાંથી નિકળતો રકત પ્રવાહ મળી ગયો!

• • •

ધુળમાં પડેલાં અને લોહીથી ખરડાયેલાં બંન્ને ભાઇ બ્હેનના નિશ્ચલ, નિષ્પ્રાણ શરીર તરફ આંસુ વર્ષાવતો રૂપસીંહ સ્થિર દ્રષ્ટિએ જોઇ રહયો.



# જય ભારતિ.



શરદ પુર્ણિમાનો ચંદ્ર એકાએક આકાશની વચમાં હસી ઉઠયો હતો. તેની હાસ્ય છટાથી સમસ્ત જગત હસી રહયું હતું. આકાશમાં બે ચાર તારાઓ ચળકાટ મારી રહયા હતા. સરોવરનાં સ્વચ્છ જળમાં ચંદ્રનો પડછાયો પડતો હે વાથી જળ પણ હ્હેરો લઇ રહયાં હતાં. ચંદ્ર જળમાં પોતાનું પ્રતિબિંબ પાડી સરોવરની છાતી ઉપર ચુંબન કરી રહયો હતો, અને વાયુ જળને સ્પર્શ કરી તરંગો ઉત્પન્ન કરતો હતો અને ચંદ્ર સ્થિર ચિત્તે સરોવરના મધુર જળની શોભા વધારે તે જતો હતો. સરોવરના કિનારા ઉપર આવેલા સુંદર મહેલનું પ્રતિબિંબ જળમાં પડતું હોવાથી એક પ્રકારની અપુર્વ શોભા જણાતી હતી. પગથિયા ઉપર સફેદ સ્વચ્છ પ્રકાશ પડતો હોવાથી જાણે પગથીયાં સગેમર પરના બનાવેલા હોય તેમ જણાતું હતું. સ્વચ્છ જળવાળા સરોવરની એવી મન હરણી શોભા, સર્વના હૃદયને મસ્ત કરી દેતી હતી આ અપુર્વ શોભા સમયે ગુજરાતનો ગર્વિષ્ટ સુબો દિલાવરખાં પોતાની નાની સરખી વિહાર નૌકામાં વિહાર કરી રહયો હતો બે ચાર પ્રસિદ્ધ ગવૈયાઓ પોતાની મધુર રાગ રાગણીનો કંઠસ્થ આલ્હાપ એક પછી એક છોડયે આવતા હતા, અને મદિરામાં ચકચુર બનેલો દિલાવરખાં કોઇ વખત આ આલ્હાપના અતિ હર્ષમાં આવી જઇ, બુલંદ અવાજથી "હોને દો—હોને દો" નો પ્રતિઘોષ કરી આલ્હાપમાં ભંગ કરી મુકતો હતો. થોડી વાર રહી છેલ્લાં રહેલા ગવૈયાએ પોતાની સુંદર સારંગી પર મધુર ગાયનની શરૂઆત કરી તેના કંઠ—આલ્હાપે દરેક ગવૈયાઓને અને દિલાવર

ખાંનને એક વાર પોતાના તરફ આકર્ષ્યા. જાણે તેનામાં અન્યના હૃદયમાં પ્રવેશ કરવાની શકિત હોય, તેવી તેના ગાયનમાં તે વખત શકિત હતી. અને તેણે વાજીંત્રના મધુર નાદ સાથે હૃદયમાં ઉત્સાહ ભરતું, હૃદય સાગરને જોશથી ઉછાળતું "પરી સુરત માયાની લાવણ્યતાનું" પ્રસિધ્ધ ગીત ગાવું શરૂ કર્યું. તે પરિ સુરત લાવણ્યમય ગીતે ગજ્યના ગવૈયા અને દિલાવરખાનના હૃદયને તે વખત ડુલાવ્યુ! અને એજ ગીતે દિલાવરખાનના સુતેલા વિકારી હૃદયને જગાડયું! ગીત સમાપ્ત થતાં તાળીઓનો ગડગડાટ થઇ રહ્યો, અને ચારે તરફથી પ્રસંસા સુચક શબ્દો સંભળાયા. દિલાવરખાનના યૌવનનું રકત આ લાવણ્યમય ગીત સાંભળી તેના મ્હોડા ઉપર ચડી આવ્યું, અને ક્ષણવાર વિહાર નૌકામાં શાંતિ પ્રસરી રહી. દિલાવરખાને "માયા" ના પરી સુરત રૂપની પ્રસંસા ગવૈયા આગળ સાંભળી, માયાને પોતાની હૃદય વલ્લભા બનાવવાનો દુષ્ટ વિકાર ઉત્પન્ન થયો, અને નવિન સ્વપ્નો તેના અંતર પટમાં ઉભરાવા લાગ્યાં. અને ગમે તે યોગે તે કન્યા "માયા" નું પાણી ગ્રહણ કરવાના વિચારમાં લીન થયો ગવૈયાને પણ તે કન્યા રત્નનું સ્થળ, ઠેકાણું અને જાતી પુછી, યોગ્ય શિરપાવ આપી, વિહાર નૌકાને રાત્રિ અતિ વ્યતિત થઇ હોવાને લઇ કિનારા ઉપર પોતાના આવેલા સુંદર મહેલ તરફ દોરી; અને ક્ષણીકમાં ગવૈયાઓ અને દિલાવરખાન સુંદર મહેલ તરફ અદૃશ્ય થઇ ગયા.

* * *

દિલ્હીના બાદશાહ ઔરંગઝેબ આ વખતે આર્ય ધર્મને પાયમાલ કરવા બનતા પ્રયત્નો કરી રહ્યો હતો અને આર્યોનેરંજાડવામાં રંચ પણ

બાકી રાખ્યો નહિ. ત્હેની જુલ્મી અસી ધર્મ ઝનુની સમશેર ભારતની સઘળી દિશાઓમાં, અનેક અનાથ જનોના રક્ત રેડતી અનેક સૌભાગ્ય વતીઓના સૌભાગ્યનું હરણ કરતી, "દિન–દિન"ના ભયંકર શબ્દો ઉચ્ચારતી અનેક દેવાલયોના ધ્વંસ કરતી ફરી રહી હતી. ગુજરાતમાં પણ આ અસીએ પોતાનું ભયંકર કામ આરંભ્યું. અનેક પ્રકારની પાયમાલી ઔરંગઝેબના ફરમાનથી ગુજરાતનો સુબો દિલાવરખાન કરી રહયો હતો અને પ્રજા દીન થઇ આ સર્વ આફતો મૌન રહી સહન કરી લેતી આ ધર્મ ઝનુની સમશેરની સામે થવા રાજપુત મંડળેશ્વરો "મારવું કે મરવું" એજ મંત્ર હવે જપી રહયા હતા.

આ વખતે માલદેવ સુર્યપુરનો મંડલેશ્વર પોતાનો વિજય ધ્વજ વીસ ત્રીસ નાનાં ગામડાઓમાં ફરકાવી રહયો હતો. સુર્યપુરની વીર ભુમીનાં અન્ન જળ અને હવાના રજકણોમાંજ વીરત્વ ભરેલું હતું અને તેથી તેનું સેવન કરનાર વૃદ્ધથી બાળક પર્યંત સર્વ મનુષ્યો વીર ઉત્પન્ન થયા હતા. માલદેવ ધીર, વીર અને ન્યાયી હતો. પ્રજા એજ પોતાનું સર્વસ્વ છે અને પ્રજા એજ પોતાનો પ્રાણ આત્મા છે એમ સમજી માલદેવ સદૈવ પ્રજાના લાભમાંજ મળતો રહેતો. દિલાવરખાનની ધર્મ ઝનુની તલવાર કોઈ વખત વિપત્તિનું વાદળ નજીક લાવશે તે વાત તેના સાંભળવામાં આવી હતી. અને તેણે વિચાર્યું કે એ ધર્મ ઝનુની તલવારને પોંચી વળવું એજ ક્ષત્રિઓનો પરમધર્મ છે; અને તે માટે પોતાનું તન, મન અને ધન અને રાજ્ય પણ સમર્પણ કરવું પડે તે બદલ અફસોસ હતો નહિ; આથી માલદેવ આ વિપત્તિના વાદળની આગમજ ધર્મ ઝનુની તલવારને પોંચી વળવા સર્વ તૈયારી કરતો આવતો. માલદેવને પોતાની એક પ્રિય

પત્ની દ્વારા એક સુંદર કન્યા રત્ન પ્રાપ્ત થયું હતુ તે કન્યાનું નામ "માયા" હતું. માયાએ માલદેવને જીવ-પ્રાણ સ્વરૂપ હતી. માયા ઉપર તેનો જેટલો પ્રેમ હતો તેટલો અન્ય કોઇ ઉપર નહતો. માયા એ ખરેખર માયાજ હતી. મુખ ચંદ્રમા જેવું આલ્હાદકારક, આંખ સુરેખ, રૂપ અને લાવણ્યતા નાક તલના ફુલ જેવું નાજુક, દાંત તેજસ્વી કાન શોભાયમાન, બોલવુ મંજુલ, આવી માયા સૌ કોઇને આકર્ષવાને શક્તિમાન હતી. તેનાં રૂપ અને લાવણ્યતાએ સર્વ સ્થળે પ્રસંસા મેળવી હતી. અને તેનું પાણી ગૃહણ કરવા, તેના રૂપમાંથી ઝરતા અમ્રત પાન કરવા, અનેક યુવાનો તત્પર થયા હતા. આજ પ્રભાતમાં માલદેવ પોતાના એક બે ઇષ્ટ મિત્રો સાથે વાર્તાલાપ પોતાના વિશાળ મહાલયમાં કરી રહયો હતો, ત્યાં એક કાસદ અશ્વ ઉપરથી ઉતરી મહાલયમાં પ્રવેશી અગત્યનો પત્ર માલદેવના હસ્તમાં સોંપી, કાસદ વિદાય થયો. પત્ર ફોડતાં માલદેવને જણાયું કે તે પત્ર ગુજરાતના સુબા દિલાવરખાન તરફનો હતો અને સરહદના વિક્ષેપનું સમાધાન કરવા રૂબરૂ મળી જવાનું ખાસ આમંત્રણ હતું. માલદેવની સરહદનો અમુક ભાગ અન્ય મંડળેશ્વરો પચાવી પાડવા માગતા હતા. આ બદલ ઘણો વખત થયા આ સરહદનો વિક્ષેપ અંદર અંદર ચાલી રહયો હતો. છેવટે આ વિક્ષેપની સમાધાનીનું કામ અન્ય બે મંડળેશ્વરો એ મળી દિલાવરખાનને સોંપ્યું આથી દિલાવરખાન તરફના આવેલા ખાસ આમંત્રણને માન આપી બીજે દિવસે માલદેવ ગુજરાતના સુબા દિલાવરખાન તરફ બે ચાર અંગ રક્ષકોને લઇ રવાનો થયો.

* * *

પ્રભાતનો સમય હતો. સહસ્ર રશ્મીધારી સુર્ય નારાયણ ભગવાન પોતાનાં સુવર્ણમય કિરણોને પ્રગટાવીનેનભો મંડળને ઉજ્જવલતા

અર્પી ભુમિ પરની મૂન્તિ કાને પણ સુવર્ણ રૂપ બનાવી મેલી ઔદાર્યનું દર્શન કરાવી રહયા હતા. વસન્ત રૂતુના પ્રભાતની સુખદ શીતલ વાયુ લહરીનો મન્દ સંચાર માનવ ત્વચાને સુખ અર્પી તેઓને મુખે ઋતુરાજના ગુણકથન કરાવી રહયો હતો. રાત્રિને નિવૃતિમાં ગાળી પશુ પક્ષીઓ અને માનવીઓ પુનઃ પ્રવૃન્તિનો સ્વીકાર કરતાં જણાતાં હતાં. અને માનવીઓ જીવન નિર્વાહના વ્યાપારમાં યુક્ત થઇ શાન્તિનો ભંગ કરતાં હોય તેમ જણાતું હતું. આવા આનંદ જનક સમયે ગુજરાતનો સુબો દિલાવરખાન પોતાના વિશાળ મહાલયના એક સુશોભિત ખંડમાં એક સુંદર રત્ન જડિત આસન પર સાદા પોષાંકમાં સજ્જ થઇ વિચાર મુગ્ધ બેઠો હતો. ગત રાત્રિએ વિહાર નૌકામાં ગવૈયા તરફથી "માયા" નું રૂપ અને લાવણ્યતાની પ્રસંસા સાંભળી તેના કામાન્ધ હૃદયમાં વિષય વાંચ્છનાની આગ સળગી રહી હતી. તેના દરેકે દરેક રોમાંચ વિષયથી સળગી ઉઠયા હતા. અને આ વિષય વાંછના તૃપ્ત કરવા પોતાના હિત, અહિતનું પણ ભાન ભુલ્યો જણાતો હતો! તેની બુદ્ધિ બ્હેર મારતી જણાતી હતી. તેના અમ્રત મય રૂપનું ભાન ધરતો દિવાના જેવો થઇ જતો! અને તેને પોતાની હૃદય વલ્લભા બનાવવાને ભાન ભુલો થઇ, "કેવી રીતે તેને મેળવી શકાય" એજ ચિંતા તેના મનમાં રાત દિવસ ઘોળાયા કરતી. લોભ બતાવીને અથવા જોર જુલ્મથી, ગમે તે રીતે માયાને તાબે કરી પાટનગર લાવવી એવોજ નિશ્ચય તેણે મનમાં હવે કર્યો. પોતાના એક બે મિત્રોની સલાહથી એક નવીન કપટ જાળ રચી! અને સરહદના વિક્ષેપનું સમાધાનેનું બાનુ સુચવી માલદેવ "માયા" ના પિતાને પોતાની પાસે મળી જવાનું આમંત્રણ મોકલાવ્યું.

ત્રણ દિવસે માલદેવ પાટનગર આવી પહોંચ્યો. દિલાવર-

ખાનને આ ખબર થતા પોતાના વિશાળ મહાલયની પાસેજ વિશાળ મકાનમાં ઉતારો આપ્યો. બીજે દિવસે માલદેવને પોતાને ત્યાં બોલાવ્યો અને એક ઉત્તમ આસન પર બેસાડી યોગ્ય આદર સત્કાર કર્યો. ક્ષણીકવાર અન્યોન્ય વાર્તાલાપ કરતાં દિલાવરખાને સ્મિત કરી કહયું. "માલદેવ મેં સાંભળ્યું છે કે તમારે ત્યાં એક કન્યા રત્ન છે. મારી મરજી છે કે તે કન્યા રત્નનો હસ્ત મારા હસ્તમાં અર્પી તમે મશહુર થાઓ, તે બદલ હું તમોને સર્વ શ્રેષ્ટ પદવી અને જાગીર સોંપી કૃતાર્થ થાઇશ અને દુનીઆના એશઆરામ ભોગવી આપ પણ કૃતાર્થ થશો."

માલદેવથી ધૈર્ય હવે ન રહયું. દિલાવરખાન કંઇ પણ બોલે તે પહેલાં. માલદેવ ગાજી ઉઠયો. નામવર ! એકવાર આપના અંતરને પુછો કે આ ધર્મ છે કે અધર્મ ? શું મારી પુત્રીને યવનના હસ્તમાં અર્પી મારા આત્માનું કલ્યાણ કરૂં ? નામવર ! જયાં સુધી આ દેહ છે ત્યાં સુધી તો હું મારી પુત્રીને અન્ય ज्ञातीના હસ્તમાં જવા નહિજ દઉં ? "માલદેવ વધારે ન બોલ. તને ઉપદેશ આપવા માટે નથી બોલાવ્યો. તારા માટે એકજ માર્ગ ખુલ્લો છે કે તું તારી પુત્રી "માયા" મારા હસ્તમાં સોંપવા સુ ઇચ્છા દર્શાવ." માલદેવના નેત્રો લાલ થઇ ગયાં તેની નસેનસમાં ધર્મ જુસ્સો વ્યાપી રહયો. "દિલાવરખાન ! આખા જગતનું રાજ્ય મળે, ઇન્દ્રની સમૃદ્ધિ મળે. કુબેરનો ભંડાર મળે તો પણ મારી પ્રિય પુત્રીને અન્ય ધર્મનો અંગીકાર કરવા નહિંજ સુચવું." દિલાવરખાનથી આ વાકય બાણો હવે સહન ન થયાં. 'પકડો એને ! એને તરતજ પકડો. !' દિલાવરખાનનો હુકમ થતાંજ ચાર મુસલમાન સિપાઇઓએ માલદેવને બેડીઓથી ઝકડી દીધો. 'હે દિલાવરખાન બાંધે લે ! આ જડ શરીરને

ગમે તે કર! પણ વશ થનાર તો મુક્ત છે. મહારા અંતરના અણું અણુંમાં ધર્મ પ્રેમના ઉજ્જવલ સત્વો પ્રકાશી રહ્યાં છે એને દબાવવા મારા હ્રદયને વશ કરવા તો જગતમાં કોઇ શકિતવાનજ નથી.' આટલું કહેતાં વીર માલદેવ શાન્ત થઇ રહયો. 'લઇ જાઓ લઇ જાઓ' દિલાવરખાનનો હુંકમ થયો. અને આ હુકમને અમલમાં મુકવા બીજે દિવસે વિજળીની પેઠે ચમકારા મારતી ધર્મ ઝનુની તલવારે માલદેવનું મસ્તક ધડથી જુદું પાડી નાખ્યું.

માલદેવનું હ્રદયભેદક ખુન કર્યા પછી દિલાવરખાને એક પ્રચંડ સૈન્ય સુર્યપુરને ઘેરા ઘાલવા મોકલ્યું અને "માયા" ને જીવતી પકડી લાવવા સેનાપતીને હુકમ કર્યો. આ હુકમને અમલમાં મુકવા સેનાપતિએ સુર્યપુરને ઘેરો ઘાલ્યો માલદેવની ગેર હાજરીને લઇ સુર્યપુરના સેનાપતીએ પણ આ યવનો સામે કેસરીયાં કર્યા. હર! હર! અને અલ્લા! અકબર! ના ધ્વનિથી રણભુમિ ગર્જના કરી રહી. વિર નરોની રણ ગર્જના, કાયરોના પોકાર અને ઘાયલ થએલાઓની ચીચીઆરીના પ્રતિ ધ્વનિથી સંગ્રામ ક્ષેત્ર વિશેષ ભયંકર દેખાણું. યુદ્ધ ખુબ જોશમાં ચાલવા માડયું. બંન્ને પક્ષોના વીર નરો મરણીયા થઇ લડવા લાગ્યા. યવન સૈન્ય અધીક હોવાને લઇ ગર્વિષ્ટ અને ઉન્મત બનતું જતું હતું. તેઓની ચળકતી તલવારો અનેક શતરૂઓનાં માથાં રણભુમિ ઉપર રખડાવી દીધાં વિર રજપુતોએ જાતીય અભિમાન અને દેશનું રક્ષણ કરવાની ફરજ સમજી, ઉત્સાહમાં આવી પ્રબળ પ્રતાપ પુર્વક હથીયાર ચલાવવા માંડયાં પણ શત્રુની ગતિ રોકવા સમર્થ નીવડયું સૈન્યમાં ધીમે ધીમે ભંગાણ પડવા લાગ્યું. અને પરિણામ એ આવ્યું કે વિજય લક્ષ્મી યવનો ઉપર પ્રસન્ન થઇ ભાગ્યનો પ્રવાહ ફર્યો. સુર્યપુરનો સેનાપતી

મરાણો અને યવન સિપાહીઓના મારા આગળ રાજપુતો ત્રાહિય ત્રાહિય કરવા લાગ્યા. અને સર્વ રજપુતોના માથાં રણમાં રખડાવી દીધાં? સુર્યપુરની સ્વતંત્ર ભુમિ રાજપુતોએ ગુમાવી દીધી સાથે માલદેવનો ઉજ્જવળ યશ પણ ધુળમાં મેળવી દીધો! અને માલદેવની ઉડતી વિજય પતાકા તે દિવસથી સુર્યપુરમાં ચિરકાલને માટે નષ્ટ પામી! યવન સૈનીકોએ પણ સુર્યપુરમાં યોગ્ય લાગે તે પ્રમાણે લુટ ચલાવી. અનેક દેવાલયોનો ધ્વંસ કરી તૃપ્તી મેળવી. આ કરૂણા જનક વૃતાંત માયાને કાને પડતાંજ તેનું હૃદય ગભરાઇ ઉઠયું. પોતાના પિતા, માતા, દેશ અને રાજય સર્વસ્વનો વિનાશ જોઇ તેનો આત્મા શોક સાગરમાં ડુબી ગયો. યવનોને પોતાના મહાલયમાં પ્રવેશતા જોઇ તેણે એક ભયંકર ચીસ પાડી! અને ગંભીર તથા શાંતપણે બોલી. "ઓ પ્રભુ મારા સતિત્વનું રક્ષણ કરજે; હજી સુધી આ પવિત્ર દેહ તદન પવિત્રજ છે. અને આ યવનોના હસ્તમાં એ દેહ આવતાં જરૂર ભ્રષ્ટ થશે!" આમ વ્યાકુળતાથી બોલતી માયા એકાએક બેભાન થઇ ઢળી પડી. એટલામાં યવન સેનાધીપતી પણ મહાલયમાં છેક પ્રવેશી ચુકયો હતો. માયાને આમ બેભાન પડેલી જોઇ તેને લાગ્યું કે:-"જરૂર વીર બાળાએ આત્મહત્યા કરી હશે" પણ તેની નજીક જતાં માયાંનો પ્રાણ વાયું રૂંધાતો જોયો અને સ્મિત કરી થોડીવાર મનમાં વિચાર કરતાં એકી ટસે જોઇ રહયો:- "આહા આ તેજ "માયા" છે કે જેને મેળવવા દિલાવરખાન વ્યાકુળ બન્યો છે! આ તેજ માયા છે કે જેને માટે અનેક દાવ પેચ ખેલી

અનેક આત્માઓને રણયજ્ઞ કરવા પડયા!" આમ સુહર્ષથીઅભીમાન કરતો બેભાન બનેલી "માયા" ને ઉંચકી સેનાધીપતી મહાલયની બહાર નીકળ્યો;અને તુરત બચેલા સૈનીકો સાથે પાટનગર જવારવાનો થયો.

*　　　*　　　*

પાછલા પ્રકરણમાં બનેલા બનાવને પાંચ સાત દિવસ વીતી કાળ પ્રવાહમાં મળી ગયા હતા. યવન સેનાપતી માયાને જોર જુલમથી પકડી, સુર્યપુરને ભસ્મીભુત કરી, રાજપુતોનો પરાજય કરી પાટનગર આવી પહોંચ્યો હતો. ગુજરાતનો સુબો દિલાવરખાન આ સુંદરીને જોઇ અતિ આનંદ પામ્યો પોતાને પોતાની પ્રિય વસ્તુ અગાધ પરીશ્રમે મેળવાઇ છે એ જાણતાં જરા હર્ષના અભીમાનમાં આવી ગયો! અને સતકાર સહિત માયાને પોતાના મહાલયના વિશાળ દિવાનખાનામાં ત્હેમને રહેવાની ગોઠવણ કરી આપી. અને બે ચાર દાસ દાસીઓ ત્હેની સેવામાં રાખી સર્વ વાતે તેને સુખ ઉત્પન્ન થાય એવી વ્યવસ્થા દિવાનખાનામાં કરી રાખી.

માયાને બે ત્રણ દિવસો દિવાનખાનામાં નજર કેદ તરીકે વ્યતીત થયા પણ તેને કોઇ પણ વાતે ચેન પડતું નહિ. એક સ્થળથી બીજે સ્થળ દિવાનખાનામાં ભટકતી. એક પલંગ ઉપરથી બીજા પલંગ ઉપર આળોટતી વિચારોનો આવેગ તેને અસહ્ય થઇ ઉઠયો. આજ બે દિવસ થયા નિંદ્રા દેવીએ તેનાથી રોષ કર્યો હોય તેમ જણાતું હતું. આમ માયાનો ઘણો વખત જાગૃત અવસ્થામાં જ પસાર થતો અને તેના મસ્તકમાં ઘોળાતા વિચારનું સામ્રાજય વધતું ગયું. પોતાના મનની સ્થિતિ અન્ય દાસ દાસીઓના જાણવામાં ન આવે તે માટે બે કોળીયા ભોજન કરી શયન મંદિરમાં જઇ પંગલ

ઉપર પડતી. અને સર્વ બારી બારણાં બંધ કરી પોતાની દુઃખી સ્થિતિ તરફ હાસ્ય કરતા તારાઓનું અવલોકન કરતી, પોતાની પુર્વ સ્થિતિનો ખ્યાલ આવતા તેની આંખમાંથી આંસુની ધારા ચાલી અને મનમાં વિચાર ઉત્પન્ન થયો. "અહો હું કેવી હતભાગીની મારા એક માટે દિલાવરખાને કેવાં નિચ કૃત કરી સુર્યપુરનો વિનાશ કરાવ્યો હજારો ક્ષત્રીઓની રકત ધારા ચલાવી. અરે એ દુષ્ટ સૌન્દર્ય તું મારામાં કયાંથી ભરાણું કે મારે માટે સર્વસ્વનો વિનાશ થયો. મારા માટે નીચ યવન મોહાંધ બન્યો; અહો પ્રભુ તારી અકળગતી છે! ઠીક છે! હું જોઉં છું! ભલે દેહ લગનથી દિલાવર ખાન યશ મેળવે. પણ મારા દેશનું, પિતાનું અને જન્મ ભુમિનું "ઝનુંની વેર" મારી નસો નસમાંથી પણ આ દેહ છે ત્યાં સુધી નાશ થવાનું નથી અને નાશ થશે પણ નહિ! અને એ "ઝનુની વેર" નો હું બદલો વાળીશ ત્યારેજ મારા પુર્વજોનો આત્મા સ્વર્ગે સંચરશે અને પરાજય છતાં વિજયવંત કહેવાશે! મારા શિયળ વૃત ભંગ કરવાને તત્પર થયેલો એ કામાંધ દિલાવરખાનનું વૈર કદી ભુલીશ નહિ! હે જીવ તું ધૈર્ય ધર! ફીકર નો કર! એ દિલાવર ખાનનો હું થોડાજ વખતમાં અંત આણીશ!" આમ વિચાર આવતા તેનું શુદ્ધ લોહી નશો નશમાં વહેંવા લાગ્યુ એટલામાં દિલાવરખાનમાં વિચાર મુગ્ધ બનેલી માયા પાસે દાખલ થયો. માયા આ યવન સરદાર દિલાવરખાનનું રાક્ષસી મુખ જોઈ પ્રથમ તો ધ્રુજી પણ ધૈર્ય રાખી, લજ્જિત થઇ હોય એવો ભાવ દેખાડયો. દિલાવરખાન તો તેની મુખાકૃતિ જોઇ સ્તબ્ધ થઇ ગયો. વારંવાર તેણીને ચરણથી મસ્તક પર્યંત ધારી ધારીને જોવા લાગ્યો. થોડી વાર મૌન રહીને બોલ્યો 'માયા! ખરે, તારી લલિત લોચનો અને વાંકી ભ્રકુટીમાં આખા જગતનું સૌન્દર્ય કેમ નહિ જાણે એકઠું થયું

હોય! ત્હારી પાસે બેસી જગત સમસ્તને આનંદમય સુખમય જોઉં છું. આ જગતમાં સુખ નથી એમ કહેનારને મુર્ખ જ માનું છું.' સ્મિત હાસ્ય યુક્ત વદને દિલાવરખાને કહ્યું. માયા લજ્જાથી નીચું જોઇ રહી અને એક પણ શબ્દ કૃત્યની કામી તરફ બોલી નહિ. તેને મૌન રહેલી જોઇ ફરી દિલાવરખાને કહ્યું. "માયા તું કહે તે પ્રમાણે હું કરવા તત્પર છું! જો તું મારા હૃદયને આઘાત કરી પ્રેમ તારો નહિ અર્પે તો જરૂર બળજોરીથી પણ હું તારી સાથે લગ્ન કરી મારી મુરાદ મેળવીશ? માટે મારી વિનંતી છે કે આગળ ઉપર બનેલા સર્વ વૃતાંતને ભુલી જઇશ! અને તે બદલ મને ક્ષમા આપીશ? જો તારા પિતાશ્રીએ ખુશીથી તારો હસ્ત મને સોપ્યો હોત તો મારે પણ આવું નીચ કૃત્ય કરવું પડત નહિ? માટે સર્વ શોકનું વિસ્મરણ કરી અખુટ દોલત અને વૈભવ ભોગવી એશઆરામ કરી વૈભવ વિલાસના સાધનો ભોગવી લે!" આમ કહેતો દિલાવરખાન સ્નેહ પુર્ણ દ્રષ્ટિએ માયા તરફ થોડો વખત જોઇ રહ્યો અને થોડી વાર રહી દિવાનખાના બહાર ચાલ્યો ગયો, અને કિંચિંત પણ અવાજ થયા વગર દિવાનખાનાના ગુપ્ત દ્વાર બંધ થયા.

*　　　　*　　　　*

આ વાતને પાંચ દિવસ વીતી ગયા. માયાનું દેહ લગ્ન જોર જુલ્મથી દિલાવરખાન સાથે થઇ ચુક્યું. રાજ્યમાં સર્વ સ્થળે આ અમીર દંપતીની લગ્નની ખુશાલીમાં આનંદ વર્તાઇ રહ્યો હતો. આજે પ્રેમીઓની દૈહીક મિલનની પ્રથમની મધુ રજનીનો વખત આવતો જતો હતો. સંધ્યાનો સમય થવાને બે કલાકની વાર હતી

ત્યાં દિલાવરખાન માયાના દિવાનખાને આવ્યો. માયાએ પોતાના રૂપ અને સૌન્દર્યમાં વિશેષ સૌન્દર્ય પ્રેરવા કરકંકણ, રેશમી જરીયન વસ્ત્ર, કટી મેખલા પદ નુપુર તથા તિલક બિન્દી આદિ અલંકારોથી નૂતન શોભાની વૃદ્ધિ કરી રાખી હતી. દિલાવરખાન આ વખતનું વિશેષ રૂપ અને લાવણ્ય જોઇ વિશેષ કામાંધ બન્યો અને સ્મિત ઉદગારે કહયું. "માયા તારા દર્શનના લાભ માટે પ્રજાજનો અને અધિકારી વર્ગ મહાલયની નીચે એકત્ર થયું છે. માટે આપણી વિશાળ અગાસી ઉપર આવી તારૂં તેજસ્વી મુખડું તેઓને બતાવી તેઓના ચિત્ત પ્રફુલીત કરીશ એવી મારી ઇચ્છા છે !" થોડીવાર માયા આ ઉદગારો સાંભળી મૌન રહી અને આ બંન્ને દંપતિ વિશાળ ગગન ચુંબી મહાલયની અગાશીમાં પ્રજા વર્ગને દર્શન આપવા આવીને ઉભા રહયા માયાએ પોતાની તેજસ્વી મુખાકૃતિ બહાર નીચે પાડી અને જોયું તો હજારો માણસોની મેદની વિશાળ મહાલયને ઘેરીને દર્શનની ઉત્કંઠાએ એકત્ર થઇ હતી, માયાને હવે "ઝનુની વૈર" નો બદલો લેવાનો અલભ્ય લાભ મળ્યો તુરતજ પોતાની રેશમી ઝરીયન સાડીમાંથી એક નાની પ્રવાહી ઉષ્ણ પદાર્થની શીશી કાઢી પ્રજા વર્ગ તરફ આતુર નયને હર્ષના બુલંદ અવાજો કરતા દિલાવરખાનના રેશમી સજ્જ થયેલા વસ્ત્રો ઉપર ચોતરફ છાંટી દીધી. દિલાવરખાન આ જોઇ એમ સમજ્યો કે માયા મધુ રજનીના પ્રથમ દિવસને લઇ હાસ્ય મશ્કરી કરી રહી છે, પણ થોડોજ વખત થતાં આ પ્રવાહી પદાર્થને સુર્યનો તાપ લાગતાં, વિભૂષિત વસ્ત્રો સાથ દિલાવરખાન એકાએક સડસડાટ અગ્નિની જયોતિ વચ્ચે ઘેરાઇ ઉડયો ! અને વસ્ત્રમાંથી ઝરતિ જયોતિઓએ દિલાવરખાનને ત્યાંજ મહાલયની અગાશી ઉપર બાળીને ભસ્મ કરી મુકયો ! કૃતઘ્ની કામાન્ધ ગુજરાતનો સુબો દિલાવરખાન એકાએક "ભસ્મિભુત" થયેલો જોઇ માયાનો અંતર આત્મા શાંત

થયો માયાને હવે જણાયું કે તેણે પોતાના પિતા માલદેવ! માતૃ ભુમિ! અને હજારો ક્ષત્રીયોના ઝનુની વૈરનો બદલો યોગ્ય વાળી! પોતાના શિયળનું રક્ષણ કરી નીચ કામાન્ધને ઝનુની વૈરનો બદલો આપવા સાર્થક કર્યું છે, એમ જણાતાં, માયાએ વિશાળ ગગન ચુંબી મહાલયની નીચે વહેતા સ્વચ્છ સરોવરના પાણીમાં, અગાશી ઉપરથી "જયભારતિ" ના બુલંદ ઉદ્દગારથી પાણીમાં ઝંપલાવ્યું; અને એકજ ક્ષણમાં સરોવરના ઉંડા પાણીમાં અદ્રશ્ય થઇ જળ સમાધી લીધી.*



* કલ્પિત, વસ્તુ અંગ્રેજી ઘણા ફેરફારથી.

# સન્યાસ.



વિહારીલાલ સાહિત્ય રસીક હતો. સાહિત્ય ત્હેને મન પ્રાણથી પણ અધિક વસ્તુ હતી. સાહિત્યને દિપાવવા અને વિશેષ રસ પ્રેરવા પોતાનું તન મન અને ધન સર્વસ્વ અર્પણ કરી નિશ્ચીત તેની સેવામાં રહી પોતાનું સાર્થક કર્યે જતો. પ્રાણથી પણ પ્રિય સાહિત્યને સમજી તેના ઉત્તેજન અર્થે વર્તમાન પત્રોમાં લેખ આપતો, બુકસેલરો માટે યોગ્ય રસિક પુસ્તકો રચતો, મુદ્રાલયોમાં પ્રુફો તપાસતો, અને આ રીતે પોતાને જે યોગ્ય રકમ મળતી તે ઉપર સંતોષ માની પોતાનું જીવન આનંદ પુર્વક વ્યતીત કરતો. તેની મિત્રતામાં સૌ કોઇ પ્રસન્ન રહેતું, અને તેની હાસ્યમય મુખાકૃતિ કિંચીત પણ વિપત્તિના શોકની છાયા દર્શાવતી નહિ. સાહિત્ય ક્ષેત્રમાં ઝંપલાવતાં, પોતાની લેખાન ઉપર આધાર રાખતાં, તેની આર્થિક સ્થિતિ દિન પ્રતિદીન નબળી પડતી ગઇ! અને લક્ષ્મી એનાથી દુર નાસતી જણાવા લાગી, પણ પ્રાણથી પણ પ્રિય સાહિત્યને તિલાંજલી આપી નહિ! અને અન્ય ધંધામાં પડવા વિચાર પણ દોર્યો નહિ. સાહિત્યને પોતાનું ધ્યેય સમજી, પોતાની નિર્ધન અવસ્થા છતાં શાંત ગંભીર ભીરૂ બની સાહિત્ય સેવા કર્યેજ જતો. ભાગ્યહીન દિવસ એકા એક તેના માટે ઉદય થયો તેની પત્ની યશોધરા એકા એક અસાધ્ય રોગના પંજામાં સપડાણી. આ અસાધ્ય રોગના પંજામાંથી મુક્ત કરવા તેની પાસે હવે એ ધન નહતું કે યોગ્ય ઔષધ ઉપચાર કરી, પાણી બદલો કરાવી યશોધરાને રોગ મુક્ત કરી શકે! ત્હેની સ્ત્રીએ પણ પોતાના પતિની નિર્બળ સ્થિતિ જોઇ, ઔષધ ઉપચારના

સેવનમાં ખામી જોઇ નિરાશ થઇ કહ્યું. "નાથ, આ અસાધ્ય રોગના પંજામાંથી મુકત થવા, ઔષધ ઉપચારની ખામીને લઇ, હવે મારૂં બચવું અસંભવિત છે!" પોતાના પત્નીના એકા એક આ ઉદ્દગારો સાંભળી તેનું હૃદય ભરાઇ આવ્યુ અને ત્હેનો હસ્ત પોતાના હસ્તમાં લઇ અશ્રુ સારતાં બોલ્યો. પ્રિયા મેં ભાગ્યહિને તારા માટે કાંઇ પણ કર્યું નથી! હરી! હરી! હજી તો તારી મરણુની અવસ્થા પણ નથી! સંસાર સુખના દર્શન પણ તને થયાં નથી?" યશોધરાએ ધીમેથી કહ્યું:—"પરમાત્માની અચળ ગતિ છે સંસાર સુખના સ્વપ્ના દેખાડવાં હોત તો તમારી નિર્ધન અવસ્થા, અને મને અસાધ્ય રોગની પ્રાપ્તિ કુદરત શા માટે કરાવે? જો ઇશ્વર કૃતિની કુદરત ન્યાયપણે વર્તન કરતી આવતી હોય તો તો પૃથ્વી ઉપર વિનાશના હૃદયભેદક દ્રશ્ય જણાતજ નહિ!" વિહારીલાલ પોતાની પત્નીના આવા મધુર વચનો સાંભળી ઇશ્વરી કુદરતને શ્રાપ વરસાવતો અશ્રુ સારવા લાગ્યો. તેને અશ્રુ સારતો જોઇ ફરી યશોધરાએ કહ્યું:—"નાથ મારો આત્મા રૂંધાય છે! કંઠ શોષ પામતો જાય છે! આ મૃત્યુના યમદુતો મારા આત્માને આકર્ષણ કરી રહયા છે! અને સંસારના પદાર્થો મને અંતિમ વિદાય આપવાને તત્પર થયા હોય તેમ નજરે પડે છે! અને આ મારો પ્રાણ હવે ઘડી બે ઘડીમાં આ દેહને છોડી ચાલ્યો જશે, માટે તમારી પાસે કાંઇ પણ ધન હોય તો મને આપો તો હું મારી અંતિમ સમય કંઇ દાન કૃષ્ણાર્પણ કરી કૃતાર્થ થઇ અન્ય ભવનુ સાર્થક કરૂં!" પોતાની પત્નીને અંતીમ દાન કરવાની ઇચ્છા જોઇ થોડી વાર તેના મુખ તરફ એકી ટસે જોઇ રહયો. અને કંઇક આશાનો વેગ ઉત્પન્ન થતાં 'હું લઇ આવું છું' એવા ઉદ્દગાર બોલતો ત્વરીત તેની

પત્નીની મૃત્યુ શય્યા પાસેથી ઉભો થઇ બહાર નીકળી ગયો. નિર્ધન વિહારીલાલ ધર્મ સંકટમાં પડયો. ઘરમાં એક પાઇ પણ ન હતી કે તેની પત્નીની અંતીમ પ્રાર્થના પુર્ણ કરી શકે. આથી પોતાની પત્નીની અંતિમ આશા પુર્ણ કરવા તુરંત પોતાના એક પ્રિય મિત્ર પ્યારેલાલને ત્યાં ગયો. પ્યારેલાલ વિહારીલાલનો પ્રિય મિત્ર હતો. વિહારીલાલની લેખનીના સર્વ હકકો સસ્તેથી ખરીદી લઇ, પ્યારેલાલ સાહિત્યનો પ્રકાશક થઇ, નામના મેળવી માલદાર, શ્રીમંત બની બેઠો હતો વિહારીલાલને પોતાને ત્યાં આવેલો જોઇ યોગ્ય સત્કાર કરી કુશળ સમાચાર પુછયા. વિહારીલાલે ખિન્ન હૃદયે જણાવ્યું. "પ્યારેલાલ આજ મારી પત્નીની ભયંકર સ્થિતિ છે, માટે વિસ પચીસની મદદ ગમે તેમ કરી આપો! અત્યારે મારે તેની અતિમ પ્રાર્થના પુર્ણ કરવાની છે?" "હું દીલગીર છું કે તમોએ કોઇ દિવસ નહિ અને આજેજ મારે તયાં વચન નાખ્યું તે પણ હુ પુરૂ કરી શકું તેમ નથી! કારણ કે મારી પાસે જે સો દોઢસોની રોકડ હતી તે પ્રેસવાળાને ભરી દીધા!"

વિહારીલાલ આ શબ્દો સાંભળી વિસ્મય પામ્યો તેની આંખો આગળ અધારૂં છવાઇ ગયું, પોતાનો પ્રિય મિત્ર તે પણ આફત વખત આમ મદદ રૂપ થયો નહિ, ત્યાં હવે અન્યની કયાં આશા રાખવી! હવે વિહારીલાલની આંખોમાં સમગ્ર બ્રહ્માંડ હ્રદય ભેદક દુ:ખના સ્વપનોથી ભરેલું જણાયું. પોતાના એક બે મિત્રો જે હંમેશાં પોતાની મિત્રતામાં મનને શાંત અને સુખ મળતું જણાવતા તેની પાસે પણ મદદ માટે જઇ પહોંચ્યો તો કોઇએ "ભાઇ કાલે આપીશ" "અતયારે મારો હાથ પણ તંગીમાં છે." "બે ચાર દિવસ સબુર કરો તો બની શકે" આવી સહાનુભુતિ દર્શાવી

કોઇ પણ મિત્ર મદદ રૂપ ન બન્યો ! આથી નિરાશ થઇ વિહારીલાલ ફરી ગૃહે આવ્યો. તેની ઉદાસ મુખાકૃતી જોઇ યશોધરા મનમાંજ સમજી ગઇ કે કોઇ સ્થળેથી કાંઇ પણ રકમ મદદ માટે મળી જણાતી નથી, પોતાની પાસે મૌન બેઠેલો જોઇ તેણે ધીરે ધીરે સંકેતથી વિહારીલાલને પોતાની પાસે બોલાવ્યો અને બંને હાથ તેના ગળામાં નાખી કહયું. "નાથ મેં તમને બહુજ કષ્ટ આપ્યું છે ! તમોએ જે મારી અંતિમ કામના પુર્ણ કરવા જે કષ્ટ અને અનુભવ સહન કરવો પડયો તે માટે મને ક્ષમા આપશો ! હશે જેવી પ્રભુની ઇચ્છા મારા ભાગ્યમાં અંતિમ સમય દાન આપવાનું પણ નથી !" આમ કહેતાં તેના શરીરનું ચૈતન્ય લુપ્ત થયુ. તેના શ્વાસ રૂંધાતો જણાવા લાગ્યો. પતિ પત્ની એક બીજા સામ સામી દિવ્ય દ્રષ્ટિ કરી રહયાં અને પત્નિની આંખમાંથી એક પછી એક અશ્રના બિંદુઓ સરવા લાગ્યાં અને તે અશ્રુ બીંદુઓને વિહારી પોતાની "દિવ્ય વિભુતિ" સમજી પોતાના કઠોર હૃદય સ્થળ પર સીંચતો ગયે, અને યશોધરા નિર્નિમેષ નયનોથી તેના તરફ જોવા લાગી અને ક્ષણીકમાં તેનો અમર આત્મા આ લોક છોડી પરમાત્માના તખ્ત આગળ પોતાના કર્મનો હિસાબ આપવા જઇને ઉભો રહયો. પોતાની ધર્મ પત્નીની આ સ્થિતિ જોઇ વિહારીએ ભયંકર ચીસ નાખી અને ત્યાંજ મુર્છિત થઇ ઢળી પડયો તેની એ ભયંકર ચીસથી બે ચાર પાડોસીઓ મધ્ય રાત્રીએ જાગી ઉઠયા અને તુંરતજ તેના મકાનમાં ધસી આવ્યા. વિહારીને તુરતજ તેની ચિન્તની અવ્યવસ્થાને લીધે તેની પત્નીના શબથી રાત્રીને માટે મિત્રોએ જુદો પાડયો. પ્રભાતમાં સગાં સંબંધીઓ અને પાડોશીએ ચિત્તભ્રમ જોતાં મળી યશોધરાના મૃત દેહને અગ્નિ સંસ્કાર કરાવ્યો. યશોધરાના અવસાનને બે ત્રણ દિવસો વ્યતિત થયા, પણ હજુ વિહારીલાલનું ચિન્ત પત્નીના વિરહને લઇ ઠેકાણે આવ્યું નહિ

તેની ચિન્તની અવ્યવસ્થાને લઇ પત્નિના વિરહનું દુઃખ પણ ભુલ્યો અને ચિન્ત ભ્રમ જેવો થઇ અહીં તહી વિહાર કરતો સૌને દ્રશ્ય આવતો. વિહારીના એક બે મિત્રો જે વિહારીનાજ જીવનમાં પોતાને લાભ છે એમ સમજનારા હતા તેઓએ આ વખત વિહારીની ચિત્તભ્રમની સ્થિતિ જોઇ વિહારી માટે યોગ્ય ઔષધ ઉપચારનું સેવન શરૂ કર્યું, અને આમ ઔષધ સેવનથી તેનું ચિત્ત એકાદ માસે વ્યવસ્થિત થયું.

આજે પ્રભાતમાં વિહારીની દ્રષ્ટિ શયનખંડની સામે ટાંગેલી યશોધરાની પ્રતિમા તરફ અચાનક પડી ગઇ, અને એકા એક પ્રતિમા તરફ સ્થિર દ્રષ્ટિએ ખિન્ન હૃદયે જોઇ રહયો. ધીમે પગલે તે પ્રતિમા તરફ વળી પ્રતિમાને પોતાના હસ્તમાં ગૃહી હૃદય સરસા પ્રેમથી આલિંગન કર્યું. અને વિરહ શોકના બે ચાર અશ્રુ બીંદુઓ સારતાં પ્રતિમા તરફ વિનય કંઠથી બોલી જવાયું "યશોધરા તારા ઔષધ ઉપચારના સેવન માટે જે મેં ધન મેળવવા અગાધ પરિશ્રમ ખેડયો તે મારો આત્માજ જાણે છે! મને ખાત્રી હતી કે યોગ્ય ઔષધ ઉપચારનું સેવન ચાલુ રહયું હોત તો જરૂર તારૂં આ તારી નાની વયે અકાળ અવસાન થાત નહિ! અરે હું ભાગ્યહિન તારો પતિ કે તારી અંતિમ દાન કરવાની પણ ઇચ્છા પુર્ણ કરી શકયો નહિ!" આમ નિરાશ વદને પ્રતિમાને એક તરફ મુકી સામે પડેલાં પોતાના અપ્રગટ અને પ્રગટ પુસ્તકો તરફ તિરસ્કારથી જોઇ રહયો. અને એકા એક ક્રોધા વેગમાં બોલી ઉઠયો "અરે પરમાત્મા તારી અદભુત કૃતિની અવળી કુદરતનો શું આવો અન્યાય! જે સાહિત્યને જગતમાં વિશેષ દિપાવવા અહોનીશ, તન મન અને ધનથી મેં મારો આત્મ ભોગ આપ્યો તેજ સાહિત્ય મને ફળ રૂપે આમ છેક નિર્ધન અને કંગાલ કરી મુકયો! અહો! કેવી મારી અવર્ણનિય

સ્થિતિ કે મારી પત્નિની અંતીમ પ્રાર્થના પણ પુર્ણ કરવા મારી પાસે ફુટી બદામ રહેવાં દીધી નહિ! સાહિત્ય શું તારો ઉપાસક બનતાં મારા ઉપરજ દરિદ્રતાની દ્રષ્ટિ કરી! લક્ષ્મી મારાથી નાશ-તીજ ગઇ! બસ આ જગતમાં ધન નથી તો જગતની જંજાળને પોંચી વળવાનું સાર્મથ્ય હવે મારામાં નથી! સાહિત્ય તારામાં હવે એ બળ નથી કે મારૂં જીવન પણ ચલાવી લેવા મદદ રૂપ થઇ શકે! તારી ઉપાસનાના ફળ રૂપે હું જાણી શક્યો કે મારી ધર્મ પત્નીના ઔષધ ઉપચાર માટે પણ ધન મેળવી આપવાની તારી શકિત ન હતી! તો ભવિષ્યમાં તારા તરફ મને લક્ષ્મીવંત અને કિર્તિવંત થવાનો વિચારજ શું!" આમ પોતાની લેખની અને સાહીત્યના પુસ્તકો તરફ તિરસ્કારતો વિહારી એક મિત્ર આવતાં વાર્તાલાપમાં ગુંચવાણો. વાર્તાલાપ શરૂ થતાં વિહારીના મિત્રે સહદ આશ્ચર્યથી વિહારીને કહ્યું:– "મિત્ર આ રૂપીયા પાંચસો તમો સ્વિકારી મને તમારા અપ્રગટ પુસ્તકના લેખક તરીકે બહાર પાડો તો સાહિત્યની દુનીઆમાં મારૂં નામ અંકાય!" વિહારીને તેના મિત્રના આ બોલ સાંભળી શોક થયો એ અપ્રગટ પુસ્તકનો એકાદ માસ પહેલાંજ લેખક તરીકે થવાનું સુચવ્યું હોત તો તે વખત તે રકમ મળ્યેથી પોતાની પત્નિની અંતિમ પ્રાર્થના પુર્ણ કરી હોત; તેમજ ઔષધ ઉપચારથી બચાવી પણ લીધી હોત; પરંતુ હવે 'સમુદ્રમાં વૃષ્ટિ' તુલ્ય એ ધન હતું બે ચાર અન્ય મિત્રોના તેમજ પબ્લીશરોના પણ પત્રો હવે એક પછી ભાગ્યના વિલક્ષણ ચમત્કારને લઇ આવવા લાગ્યા અને કોઇએ દર્શાવ્યું હતું કે 'રૂપીઆ બસો મોકલું છું માટે પુસ્તક પ્રગટ થયે અઢીસોક કોપી તુરત રવાના કરજો.' કોઇએ દર્શાવ્યું હતું કે:–'મારા એક ધનાઢય મિત્રનું અવસાન થયું છે અને તે બદલ જો અર્પણ કરવા એકાદ

પુસ્તક રચો તો હજારેકની રકમ જરૂર અપાવીશ !' કોઇ એક શ્રીમંતે દર્શાવ્યું હતું કે 'સમાજના સિતમગાર જુલ્મને પોંચી વળે અને સમાજને પોતાની ભયંકર સ્થિતિનો અસર વાંચનથી થાય તેવાં પુસ્તકો રચી પ્રગટ કરી વિના મુલ્યે સમાજમાં સર્વત્ર વેહેંચણી કરશો. આ બદલ રૂપીયા પાચ હજાર તમોને મદદ તરીકે અર્પું છું. તે સ્વીકારી સમાજ સુધારક તરીકે બહાર પડશો!'

વિહારીલાલની દશા બદલાઇ ગઇ. હવે તેણે વિચાર્યું કે એક માસ અગાઉ જે નિર્ધન કંગાલ વિહારી હતો તે અત્યારે નથી. હવે વિહારી પોતાને શ્રીમંત સમજતો. અને ધન તેના નેત્રોના ઇશારા આગળ નૃત્ય કરી રહયું હતું. પત્નિના અવસાન પછી મનમાં નકકી કર્યું હતું કે સંન્યાસી થઇ જઇશ પણ હવે ધન મળ્યા પછી ઇચ્છા થઇ કે ચાર દિવસ આનંદના પણ ભોગવી લઉં. નિર્ધનતામાં સંસાર છોડયો નહિ તો હવે લક્ષ્મીની કૃપા થતાં કેમ સંસાર વિમુકત થાઉં ? જે ધન મેળવવા અગાધ પરિશ્રમો ખેડયા હતા તેજ ધન આજ પરિશ્રમ વિના આવી ચડયું છે તેને કેમ તજી દઉં ? દૈવયોગે તેનેજ અનુકુળની પોતાનીજ ગ્નાતીની એક ગર્ભ શ્રીમંતની એકની એક પુત્રી લીલાવતીથી પુર્નલગ્ન કર્યું. સમાજના રૂઢી બંધનો તોડી એક બાળ વિધવાથી આમ પુર્ન લગ્ન કરતાં લિલાવતીના પિતાએ પણ વિહારીને સમાજ સુધારક તરીકે જાણી રૂપીયા દશ હજારની રોકડ પહેરામણી અર્પણ કરી. આવો રૂપીયા દશ હજારનો અલભ્ય લાભ વિહારીને ગ્નાતીના સુધારક તરીકે થતાં મળ્યો. વખત જતાં ધીમે ધીમે તેની પાસે ધનનો પણ સંચય થયો અને હવે તેને ધન વધારવાનીજ કામના રહેવા લાગી. હવે રાત્રી દિવસ તૃષ્ણાની ભઠીમાં બળ્યા કરતો. અને લોભ વૃત્તિમાં ઉતરવા લાગ્યો.

પુર્નલગ્નની પત્નિ લિલાવતી પતિ પરાયણ અને ધર્મિષ્ટ હતી વિહારીને તેના ઉપર વિશેષ પ્રેમ હતો. બંને પ્રેમીઓ નિર્વિઘ્ને ગૃહ સંસાર ચલાવ્યે જતાં. ત્યાં દૈવયોગે લિલાવતિનો પિતા એકા એક કાળ વશ થયો અને આઠ વર્ષનો અનાથ બાળક નિરાધાર મુકી છોડી ગયો. લિલાવતીની માતાનું મૃત્યુ તો પાંચ વર્ષ પહેલાંજ થયું હતું. એટલે હવે 'નવિન' લિલાવતીનો ભાઇ વિહારીને આધીન હતો. મૃત્તુ વખતે લિલાવતીના પિતાએ પોતાની સર્વ મિલ્કત 'નવિન'ના નામ ઉપર કરી હતી. વિહારીએ લીલાવતીના પિતાની માંદગી દરમ્યાન જે સેવા ચાકરી કરી સંતોષ આપ્યો હતો છતાં આમ મરતી વખતે પોતાની પત્નિ માટે તેમજ પોતા માટે કાંઇ પણ પોતાના શ્વસુરે વિલમાં લખાવેલું નહિ, આ બદલ વિહારીને દ્વેસ અગ્નિ આંખમાંથી વરસી રહયો હતો. નવિનના નામ ઉપર લાખ બે લાખ રૂપીયા હતા. વિહારી હવે તેનો સંરક્ષક બન્યો હતો. આ ગંજાવર રકમ જોઇ તેની આંખો ચકિત થઇ. તેનામાં વિકાર ઉતપન્ન થયો અને મનમાં કપટને સંચાર થયો. તેનામાં હવે પ્રપંચની શરૂઆત થઇ. તેનામાં લોભ ઉત્પન્ન થયો. પિતાના અવસાન પછી નિર્બળ રહેતો નવિન નિશદિન ઔષધ ઉપચારના સેવનમાં મચ્યો રહેતો. આવો પ્રસંગ મળતાં એક દિવસ વિહારીએ ડોકટરને પાંચશોકની લાંચ આપી ડોકટર દ્વારા વિષ નવિનને પીવડાવી દીધું. લિલાવતીએ વાત જાણી પોતાના પતિને બુરા માર્ગથી દુર રહેવાનું સુચન કર્યું પણ નિચ કૃત્યનિ વિહારીએ પોતાનું કામ વિના વિઘ્ને પુર્ણ કર્યું ! અનાથ નવિન મરી ગયો, અને લીલાવતી તેની બ્હેન દુ:ખથી પીડાઇને એક અસાધ્ય રોગને ભોગ બની એજ માસમાં સ્વર્ગવાસી થઇ; પરંતુ વિહારીની આંખો ઉઘડી નહિ.

વસંત રૂતુ હતી. મંદમંદ અનિલ ફરકી રહ્યો હતો. રાત્રીના બે વાગ્યા હતા; નિશાદેવીનું સામ્રાજ્ય પુર્ણ પણે જામ્યું હતું; રાત અંધારી હતી; સર્વત્ર શાંતિ હતી. ફકત કેવચિત કવચિત શ્વાનોના કર્કશ રૂદન ધ્વનિથી શાંતિનો ભંગ થતો હતો. આ વખતે વિહારીને બારીમાંથી ઝગમગતો પ્રકાશ જોવામાં આવ્યો અને ત્વરિતે પ્રકાશ બારીની નજદીક આવતાં પાસે પડેલા એક કાંચ આગળ યશોધરાની મુર્તિ રૂદન કરતી જણાઇ. સ્વર્ગે સંચરેલી યશોધરાને એકા એક પ્રેત રૂપે જોઇ વિહારી ભય પામ્યો પણ હિંમત રાખી પ્રશ્ન પુછ્યો :—"કોણ યશોધરા ?" યશોધરા રૂદન કરતી બંધ થઇ અને ક્રોધીત સ્વરે કહ્યું.—"બસ બધ રહો ! તમે મને બોલાવવાને પણ અધિકારી નથી !" "શા માટે ?" "કેમકે તમે પ્રેમના સુત્રમાં બાંધેલી પ્રતિજ્ઞાઓ તોડી નાખી છે, અને એક સ્ત્રીના મરણ પછી તુરતજ બીજો વિવાહ કર્યો છે ! હું તમારી હતી; પરંતુ તમે મારા ન રહ્યા. અને આ તમોએ પુર્નલગ્ન કરતાં મારા પવિત્ર આત્માને બ્રહ્મયોનીમાંથી પ્રેતયોનીમાં પરિવર્તન કરવું પડયું છે !". વિહારી રડતે સ્વરે બોલ્યો.—"યશોધરા ? આ પ્રેતયોનીમાંથી મુકત થવાનો કંઇ માર્ગ ?" "કંઇ નથી." અને યશોધરા એકદમ અદ્દશ્ય થઇ ગઇ! અને તુરતજ લિલાવતીનું પ્રેત રડતું દેખાયું વિહારીને રડતે સ્વરે કહ્યું.—"મારો ભાઇ નવીન મળતો નથી હું તેને શોધું છું." "કેમ શોધવાનું કારણ ?" "ગુમ થયો છે !" એટલામાં નવિન એક તરફથી રૂદન કરતો આવ્યો અને કહેવા લાગ્યો -"લીલાવતી મારો આત્મ-ઘાત થયો છે ?" લીલાવતીએ અશ્રુ સારતા પુછ્યું.—"શી રીતે" નવિને વિહારી તરફ આંગળી બતાવી કહ્યું.—"ધન તૃષ્ણા માટે વિહારીએ વિષ પાયું !". સર્વત્ર કોલાહલ મચી ગયો. 'નિચ' ઘાતક, લોભી' શબ્દોથી ગગન ગાજી ઉઠયું. વિહારી ગભરાઇ ગયો.

લિલાવતીએ પણ ક્રોધીત ચ્હેરે કહયું :–" મારા મૃત્યુનું કારણ પણ તમોજ છો!" વિહારી આ હ્રદય ભેદક શબ્દો વધુ સાંભળી શકયો નહિ. હ્રદય ભેદક દ્રશ્યો જોઇ ગભરાટથી પોતાની ચક્ષુઓ બંધ કરી દીધી અને અશ્રુ સારતાં કહયું :–" મારા પાપનું પ્રાયશ્ચિત ?" એકાએક અવાજ આવ્યો "સંન્યાસ."

* * *

પ્રભાતમાં ઉઠતાં વિહારીએ પોતાના જીવનનું પરિવર્તન કર્યું ! ભસ્મથી વિભુષિત થઇ સર્વ ધન સંપત્તી ત્યાગી ફકત એક ભગવી કફની ધરી "ઓમ્કાર ઓમ્કાર"નું રટન કરતો બદ્રિનાથ તરફ અદ્રશ્ય થઇ ગયો.



# પતિત પાવની.



સિદ્ધ ક્ષેત્રના શ્રીમંત બેરીસ્ટર એટલા બાલકૃષ્ણની એકની એક પુત્રીનો વિવાહ રમેશચંદ્ર સાથે પુર્ણ સ્વતંત્રતાની પધ્ધતીએ થયો હતો તેમ સૌ જ્ઞાતી જનો કહેતા. સિદ્ધક્ષેત્રમાં સરસ્વતિ નદીને તીરે આવેલા ન્યાય મુર્તિ પ્રમોદરાય અને બેરીસ્ટર બાલકૃષ્ણના આલીશાન બંગલાઓ બાજુ બાજુમાં, વિશાળ વૃક્ષની ઘટાઓમાં અને પુષ્પ ઉધાનો બચ્ચે સૃષ્ટિ સૌંદર્યતામાં વધારો કરતા, સરસ્વતિ નદીના શુભ્ર જળમાં અલૌકિક પ્રતીબીંબ પાડી માનવ સમુહને નિરંતર આકર્ષણ કરી મુકતા. સૃષ્ટિ સૌંદર્યતામાં વિશેષ સૌંદર્યતા પ્રેરતાં બે દિવ્ય બાળકો રમેશચંદ્ર અને માધુરી આ આલીશાન બંગલાઓમાં અને પુષ્પ ઉધાનોમાં, બાલ્યા વસ્થામાં નિર્દોષ રમતો રમી આનંદમય જીવન વ્યતીત કરતાં. સરસ્વતિના ઉંડા જળમાં આ દિવ્ય પ્રેમીઓ એક સાથે જળ વિહાર કરતાં, બાગમાંથી પુષ્પ ચુંટતાં અને પુષ્પની કુસુમ માળાઓ ગુંથી એક બીજાના કંઠમાં સપ્રેમથી સુહર્ષે પહેરાવતાં. રમેશે ગુથેલી પુષ્પમાળા માધુરીને પહેરાવતી વખતે, માધુરીના કર્ણ સુધી લંબાએલાં વિશાળ નેત્રોમાં કૃતજ્ઞતાની જ્યોતિ જોઇ રમેશે ઘણી વખત આનંદ માણ્યો હતો. માધુરી હવે ટુંક વખતમાં યુવાનીને આંગણે આવી ચુકી હતી, નિર્દોષ આત્માઓ રમેશચંદ્ર અને માધુરી એક બીજા અન્યોન્ય વાત કરતાં પણ અચકાતાં અને માધુરીના અનુપ સૌંદર્ય પર રમેશ એકીટસે નિશ્વાસ નાખતો જોઇ રહેતો. રસ્તામાં, મેદાનમાં કે સરસ્વતિ ને તીરે એકાંતમાં તેની સાથે મેળાપ થતાંજ માધુના સુંદર મુખ

ઉપર વૈશાખી વિજળી સમાન મંદ હાસ્યની રેખા રમેશના હૃદયમાં પ્રવેશ કરી રમેશના ચક્ષુઓની અંતર જ્યોતિને શીતળ કરી મુકતી. આવી પ્રેમ ગોષ્ટિમાં વિશ વર્ષના નવયુવાન રમેશચંદ્રનુ સોળ વર્ષની મુગ્ધા માધુરી સાથે વિવાહ કરવા ઉન્મત્ત થઇ જવું એ કાંઇ આશ્ચર્યની વાત ન હતી. રમેશચંદ્ર ઉપર છ માસ પહેલાંજ આવી પડેલી અણધારી આફત કે તેના પિતા પ્રમોદરાયનું અકાળ અવસાનને હજી છ માસ પણ થયા ન હતા અને કુટુંબ શોક ચાલુજ હતો ત્યાં તો રમેશચંદ્રે પિતાના શોકનું વિસ્મરણ કરી, લજ્જાને લાત મારી, માધુરીના પિતા બાલકૃષ્ણ બેરીસ્ટર આગળ તેની પુત્રીના વિવાહની માંગણી કરી; અને બાલકૃષ્ણે તે માંગણી રમેશચંદ્રને એક સદ્દગુણી કેળવાયેલો યુવક જોતાં માન્ય કરવી પણ પડી; અને એક માસમાંજ રમેશચદ્ર અને માધુરી સ્નેહ લગ્નની ગાંઠથી જોડાઇ ગયાં. આથીજ જ્ઞાતી જનો આ વિવાહને પાશ્ચાત્ય વિવાહની સ્વતંત્રતાને તુલ્ય ગણતા. રમેશચદ્રના પિતા પ્રમોદરાયનુ અવસાન થતાં ઘરના સર્વ કારભાર રમેશને હસ્ત આવ્યા. અને પોતાના કુટુંબની જીવન નિર્વાહની ચાહ્યે આવતી વંશ પરંપરાની પદ્ધતિ કેળવણી, જે ઉપર પોતાનો આધાર ન રાખતાં બીજા ઉદ્યોગના કામમાં વિશેષ વિજ્ઞાન મેળવવા એકાએક પુના જવા ધાર્યું. પોતાને પોતાની હુન્નર ઉદ્યોગની કેળવણીમાં બહુજ યુક્ત લાગી થઇ પડે આ બદલ માધુરીને પોતાની સાથે નહિ લઇ જતાં સિધ્ધક્ષેત્રમાંજ રાખવા વિચાર કર્યો. અને ટુંક વખતમાંજ વિજ્ઞાન અર્થે જતા રમેશે માધુરીને એકલી સિદ્ધક્ષેત્રમાં મુકી રવાના થવા તૈયાર થયો. વિદાયગીરીને દિવસે માધુરી રમેશની કંઠે વળગી પડી. રમેશની આંખોમાંથી પણ અશ્રુધારા વહન કરવા લાગી, વિરહની વેદનામાં પડેલી નિશ્વાસ નાખતી માધુરી રમેશને સાથે લઇ જવા ઘણો આગ્રહ

કર્યો પણ રમેશ સમજ્યોજ નહિ. માધુરીની દૃષ્ટિમાં તે વખત રમેશને મહાત કરવાની તીક્ષ્ણતા હતી; વિરહના દુઃખનું પણ ધૈર્ય ધરી રમેશની છાતીમાં પોતાનું પ્રકાશીત મુખડું સંતાડી વિલાપ કરતી ઉભી રહી, અને રમેશે પોતાની ઓષ્ઠ રૂપી ઢાલથી તે નયનબાણની ભીષણતાને શીતલ કરી દીધી. અને તેજ ભાગ્યહિન દિવસે એ દિવ્ય પ્રેમીઓ એકાએક વિરહથી ઝુરતાં જુદાં પડયાં. રમેશનું પુના આગમન થયા પછી માધુરીના કુશળ પત્રો બે ત્રણ દિવસે નીયમીત આવ્યા કરતા અને એ પત્રોને રમેશ રાત્રીની નિવૃત્તિએ અશ્રુધારા વહન કરતો વાંચતો અને હૃદય સરખા પત્રને પોતાના હૃદય સ્થળમાં સ્થાન આપી, માધુરીના અગાધ અવર્ણ નીય પ્રેમની ઝંખના કરતો. પુનામાં મિલ ઉદ્યોગીક વિજ્ઞાન માટે આવ્યા પછી તેનું મન સદા માધુરી અને સિદ્ધક્ષત્રના વિશાળ બંગલાઓ તરફ દિન પ્રતિદીન ઉડતું રહેતું.

માધુરીના પત્રો મળતાં રમેશને નિરંતર ખ્યાલ રહેતો કે:- "જરૂર માધુરી મારા વિયોગને લઇ સર્વ ભોગ વિલાસના સાધનોનો ત્યાગ કરી એકાંત મય સાદુ જીવન વ્યતીત કરી મારી મુર્તિનું હૃદય સ્થળમાં શુદ્ધ ચિત્તે આવાહન કરતી ઝંખના કરી રહી હશે!" અને મને આમ એકાએક ઘણો વખત ત્યાગી જવા માટે બ્હેન-પણીઓ અને અન્ય સ્ત્રીઓ આગળ મારા નિષ્ઠુર હૃદયનું ભાન કરાવી રહી હશે!" આવા આવા વિચારો દોરતો રમેશચંદ્ર પોતાના જીવન સહચરી માધુરી, સિદ્ધ ક્ષેત્રની પુણ્યવંત ભુમિ, પુષ્પ ઉદ્યાનની વાટીકાઓ, કપિલ આશ્રમની મહાનતા, પતિત પાવની સરસ્વતિ, રૂદ્રમાળની અમર કિર્તિ, વગેરે વગેરે સિદ્ધક્ષેત્રની સુવર્ણ ભુમિના રમ્યસ્થળો અને માધુરીની રમ્ય મુર્તિની ઝંખના કરતો રમેશ, ભુત-

કાળના સુરમ્યગણોમાં વિહરી જઇ રાત્રીએ નિરંતર નીંદ્રાધીન થતો. આમ એકાદ વર્ષ વિરહ સ્થિતિમાં વ્યતીત થયું પણ હવે તેના આત્માને શાંતી જણાતી નહિ.

*                    *                    *

આજ પ્રભાતનો સમય હતો, પોસ્ટમેન નિયમીત પ્રમાણે આજે પણ એકાદ વર્તમાન પેપર અને એક પત્ર રમેશને આપી વિદાય થયો. પત્ર વાંચતાં જણાયુ કે તે પત્ર માધુરી તરફનો કુશળ સમાચારનો હતો પત્રને વાંચી સુહર્ષે બે ત્રણ વખત ચુંબન કરી લીધુ અને ટેબલ ઉપર મુકતાંજ તેની દ્રષ્ટિ કવર ઉપર અચાનક પડી ગઇ! અને સ્થિર દ્રષ્ટિએ કવર તરફ વિસ્મય પામતો જોઇ રહયો. માધુરીએ પત્ર સિધ્ધક્ષેત્ર મુકામ સંબોધી અંદર લખ્યો હતો તે બદલ સિદ્ધક્ષેત્રની સ્ટાપને બદલે, સાબરમતી અમદાવાદની સ્ટાંપ કવર ઉપર જોવામાં આવતાં તેની આશ્ચર્યની સીમા ન રહી. તે અમદાવાદ, સાબરમતી, રવાના તારીખની પોસ્ટ સ્ટાંપ જોઇ જોઇ વિસ્મય પામતોજ ગયો. તેણે એક વાર, બે વાર, ત્રણ વાર એમ કેટલીએ વાર બરોબર નિરક્ષણ કરી જોયું. અને અંદરનો પત્ર પણ નિરક્ષણ કરી જોતાં, તેને લાગ્યું કે જરૂર કાંઇ અઘટીત વર્તન થયું જણાય છે. અને મનમાં માધુરીના ચારિત્રની શંકા ઉદભવતાં તેજ રાત્રે અમદાવાદ સાબરમતી જવા ગુપ્ત રીતે ઉપડી ગયો. પુનાથી અમદાવાદ ઉપડતાં તેને મુસાફરીમાં કોઇ પણ વાતે ચેન પડયું નહિ. તેનું હૃદય ચુર્ણ વિચુર્ણ થઇ રહયું હતું. અને આમ પ્રભાતમાં પાટનગર અમદાવાદ આવી પહોંચ્યું. રમેશે પોતાની હેંડબેગ ઉપાડી [illegible] ભાડે કરી તરત સાબરમતી જવા પહોંચ્યો. ત્યાં સાબરમતી

હીંદુ લોજ, જે એક રાહદારીઓ અને મુસાફરો માટે સગવડતા ભરેલું સર્વ વાતે સ્થળ વખણાતું હતું, ત્યાં જઈ પોતાનો મુકામ કર્યો. સાબરમતી લોજની સુંદર ગેલેરીમાં રાત્રીના વખતે ધીમે ધીમે લટાર મારતાં રમેશની નજર એકા એક વિશાળ લોજની અગાશી ઉપર પડી. અગાસીમા કેટલીક સ્ત્રીઓની સાથે એક છાયા વ્યકતિ પણ રાહદારીઓનો અવર જવર, પાટનગરની શોભા વિગેરેનું અવલોકન કરતી અસ્પષ્ટ જોવામા આવી. રમેશે ઘણી વખત સ્થિર દ્રષ્ટિએ જોયા કર્યું પણ એ અસ્પષ્ટ મુર્તિ જરા અંધકારને લઈ સ્પષ્ટ જોવામાં આવતી નહિ. અગાસી ઉપર કોઈની રજા મેળવ્યા વગર જવું તે અયોગ્ય લાગતાં રમેશ ગેલેરીમાંજ ઉભો ઉભો એ વ્યકતિની છાયા જોઇ રહયો, અને વધુ વખત વિતતાં થોડે થોડે અંતરે એક પછી એક સર્વ સ્ત્રીઓ સૌ સૌના રૂમોમાં અદ્રસ્ય થતી જણાઇ. રમેશ પણ પોતાના હૃદયને વ્યાકુળ કરતો, પોતાને કંઇ ભ્રમ થયો છે એમ માનતો, તુરત પોતાના રૂમમાં પ્રવેશી ચાલુ વર્તમાન પેપર વાંચવા રુચવાણો પણ વર્તમાન પેપર વાંચતાં તેનું હ્રદય એ અસ્પષ્ટ મુર્તિની છાયા કલ્પી રહયું હતું એટલામાં લોજના મેનેજરે ખાસની ઉઘરાણી માટે રૂમમાં પ્રવેશ કર્યો. થોડો વખત અન્યોન્ય વાર્તાલાપ થતાં રમેશને લોજનાં મેનેજર તરફથી જણાયું કે એ વ્યકતીઓ સિધ્ધક્ષેત્રથી એક દિવસ થવા અહિં લોજમાં ઉતરેલ છે તેમજ વળી ફેમેલી સાથે હોવાથી સ્વતંત્ર એક રૂમ પણ નીચેનો જુદો રાખેલ છે મેનેજરના ગયા પછી રમેશને મનમાં શંકા ઉદભવી. રાત્રીનો અગ્યારનો વખત હતો, સર્વ પેસેંનજરો સૌ સૌના રૂમમાં વિશ્રાંતી મેળવી રહયા હતાં પણ રમેશના હ્રદયમાં મેનેજરની વાત સાંભળી શંકા વધતી ગઇ અને મોડી રાત્રી સુધી નિંદ્રા પણ

આવી નહિં. પથારીમાં તેને વિચાર થયો કે :–" તે વ્યકતિઓ કોણ હશે! શા માટે સિધ્ધક્ષેત્રથી અમદાવાદ આવેલ હશે? એ વ્યકતિઓને મારી સાથે કંઇ સંબંધ હશે કે નહિં?" આમ એ વ્યકતિઓના દર્શનની અભીલોષાની ઝંખના કરતો રમેશ છેક મોડી રાત્રીએ નિંદ્રાધીન થયો. પ્રભાતમાં વહેલાં ઉઠતાં કંઇ કામ પ્રસંગે નીચે દાદર ઉતરતાં તેની દ્રષ્ટિ દાદર પાસેના એક રૂમમાં ખુલ્લી પડેલી એક બારીમાં અચાનક પડી ગઇ અને આ દ્રશ્ય જોતાં તેની આંખમાં અંધારાં આવી ગયા અને એક પગલું પણ દાદરથી ન ખસી શકયો. તેના હૃદયની ગતી તુરત બંધ થઇ ગઇ અને તેનું શરીર ક્રોધથી કંપવા લાગ્યું. તેના શરીરના સર્વ રોમાંચો ઉભા થઇ ગયા. તેણે જોયું તો એક યુવતી અને એક યુવક વાર્તાલાપ કરી રહયા હતાં! રમેશે બરાબર ઓળખી લીધી કે તે માધુરી હતી! તેની પ્રિય હૃદય-વલ્લભા! તેના જીવનની સહચરી! તેના ભાવી સુખના કિલ્લાની અભેદ દિવાલ! તેની સર્વ આશાઓનું કેન્દ્રસ્થળ! તેની વિવાહીતા સ્ત્રી માધુરી યુવક ડોલરરાય સાથે કામાંધ બની હાસ્ય વિનોદ કરી રહી હતી અને ભ્રષ્ટ ડોલરરાય અસભ્ય વર્તનથી વિષય ચેષ્ટા કરી રહયો હતો. ડોલરરાય બાલકૃષ્ણ વકીલનો કલાર્ક હતો રમેશનું પુના ગમન થયા પછી તેની ગેરહાજરીનો લાભ લઇ અને માધુરીના પિતા બાલકૃષ્ણને ત્યાં વિશેષ અવર જવર કરી માધુરીને ફસાવી લીધી હતી. સિધ્ધક્ષત્રમાં રહી આ કુકર્મ પ્રકાશમાં આવી પડે. તે બદલ ડોલરરાય માધુરીને ફોસલાવી અમદાવાદ લઇ આવ્યો, અને હજી બેજ દિવસ લોજમાં માધુરી અને ડોલરરાયને આશ્રય લીધાને થયા હતા. માધુરી અને ડોલરરાયનું આવું વર્તન જોઇ તેનું શરીર પડું પડું થઇ રહયું. મનને દૃઢ કરી, ઉતાવળે દાદર ઉતરી,

પાશવવૃત્તિ ઉછળી આવતાં જોરથી રૂમનું પ્રવેશ દ્વાર તોડી પાડયું અને આંખમાંથી અગ્નિનિ જવાળાઓ વરસાવતો એ વિષયી પ્રેમીઓ આગળ આવીને છેક ઉભો રહયો. એકવાર હાસ્ય વિનોદ કરતાં ડોલરરાય અને માધુરીના મુખ તરફ જોયું. તેની અને માધુરીની આંખો ચાર થતાં માધુરીના મુખમાંથી એક સ્ફુટ ચીસ નીકળી પડી. ડોલરરાય જીવ બચાવી કાયરની પેઠે રૂમમાંથી એકાએક બહાર નીકળી ગયો. તેઓ બંન્ને એક બીજાના રકત માટે તૈયાર થયા. ડૉલરરાયને નાસતો જોઇ રમેશ પાછળ પડયો. ડોલરરાય રૂમમાંથી નીકળી સીધો સાબરમતી રોડ ઉપર થઇ સાબરમતી નદી તરફ નાસતોજ ગયો. રમેશે પણ તેને છોડયો નહિ અને થોડીજ ક્ષણમાં સાબરમતીના પુલ આગળ ડોલરરાયને ગળેથી પકડી લીધો. બંન્ને વચ્ચે ખુબ મલ્લ યુધ્ધ થયું. આખરે પુલ નજદીક છેક અંદર અંદર પ્રહાર કરતાં આવી ચડતાં બંન્ને જણ લપસ્યા અને પાણીમાં છેક જઇ પડયા. એક આત્મા પ્રાણ બચાવવા પાણીમાં ડુબકી મારી દુર નાસતો હતો; બીજો પ્રતિહિંસાને માટે પાછળ ડુબકી મારી રહયો હતો. અંતે પ્રતિહિંસાનો જય થયો. કામ ખલાસ થઇ ગયું અને એજ મીનીટમાં રમેશે ડોલરરાયને ઉંડા જળમાં ડુબાડી દીધો. પ્રભાત થવાને હજી થોડી વાર હતી. નદી ઉપર મનુષ્યોનો અવર જવર છેક થોડો હતો તો પણ બે માણસો આ દ્રશ્ય જોઇ રહયા હતા. તેની થોડે દુર માધુરી પણ વિલાપ કરતી આ દ્રશ્ય વિસ્મયથી જોઇ રહી હતી. ડોલરરાયને પાણીમાં છેક ડુબાડયા પછી રમેશે એક વિકટ હાસ્ય; કાંઠે ઉભેલી માધુરી તરફ કર્યું. માધુરી રમેશની આંખોમાંથી ઝરતી અગ્નિનિ જવાળાઓ જોઇ કંપી ઉઠી અને

ભયથી પોતાનું મુખ ઢાંકી દીધું. હવે માધુરીને કરેલા અકૃત્યોનો બદલો આપવા જેવા રમેશ પાણીમાંથી નીકળવા તત્પર થયો કે તુરતજ મત્યુની યંત્રણા પામતા ડોલરરાયે ઘણા જબરા બળથી રમેશના વાળ પકડયા, પણ રમેશની હવે એ શકિત ન હતી કે તે મુડદાની આગળથી પોતાના શરીરને છોડાવવાની કોશીશ કરે! જેટલુ રમેશ છોડાવવા મથતો તેટલું શબ ચોતરફ વિંટાઇ જાતું! અને આમ આ ચેષ્ટા ઘણો વખત ચાલી અને શબ અને રમેશનો ભીષણ સંગ્રામ શરૂ થયો. કાંઠા ઉપર વિલાપ કરતી માધુરી મરનારને માટે તેમજ જીવનારને માટે આમ બંન્નેને માટે વિલાપ કરી રહી હતી. આ બંન્નેના આત્માઓનો વિનાશ થતો જોઇ માધુરીએ "બચાવો–બચાવો" ના બુલંદ બે ત્રણ અવાજો કર્યા અને તુરતજ બે ચાર માણસો પણ આ શબને અને જીવને બચાવવા પાણીમાં પડયા, પણ ત્યાં પહોંચતાંજ શબ અને જીવ બન્ને ડુબી ગયા! અને એ સાબરમતીના ઉંડા જળમાં એ બંન્ને નર દેહ છુંપાઇ ગયા. અને પુલથી જરા દુર જતાં છેક અન્તર્ધ્યાન થઇ ગયા!

દિવાકરના ઉદય થયા પહેલાં બાલકૃષ્ણ બેરીસ્ટરને પોતાની પુત્રીના અશુદ્ધ ચારિત્રનો અને રમેશ અને ડોલરરાયની જળ સમાધીનો ખેદજનક તાર મળ્યો. બીજે દિવસે માધુરી પણ અમદાવાદથી સિધ્ધક્ષેત્ર પોતાનો કલંકિત દેહ લઇ, બંન્ને નરદેહોને જળ સમાધી અર્પી બાલકૃષ્ણ બેરીસ્ટરના આશ્રયે આવી પહોંચી. પોતાનાં કરેલાં કુકર્મની ક્ષમા યાચી, સૌંદર્યતાને ધીકકારતી, પશ્ચાતાપ કરતી, સ્વર્ગસ્થ પતિ રમેશચંદ્રના બાલ્યાવસ્થાના ભુતકાળના રમ્યકુંજો તરફ એકા

એક સ્થિર દ્રષ્ટિએ અશ્રુ સારતી દર્શન કરી રહી. પતિત પાવની સરસ્વતિને તીરે આવી પહોંચતાં, શાંત વાતાવરણના એકાંતમાં સ્વર્ગસ્થ પતિના પવિત્ર આત્માને શાંતિ અર્પવા અને પોતાની પતિત દેહનું પ્રાયશ્ચિત કરવા પોતાનાં કર્ણ સુધી લંબાએલાં વિશાળ નેત્રોને એક પછી એક તીક્ષ્ણ લોહની સળીઓથી વીંધી નાખી, રક્તની ધારા ચલાવી! સદાને માટે સાંદર્યતાનો વિનાશ કરી! માધુરીએ પતિત દેહને પતિત પાવની સરસ્વતિના પવિત્ર જળમાં જીવન પર્યંત શુધ્ધિ કરી.



# આત્માનો અંધકાર.



વરસાદ રહી ગયો હતો; પણ આકાશમાંથી તિમિર વર્ષણ બંધ થયું નહોતું કવચિત વિજળીના ચમકારાઓ અંધકારનો પ્રતિરોધ કરતા હતા, પણ પાછું તરતજ ગાઢ તિમિર છવાતું હતું. વઢવાણ જંકશનથી એક માઇલ ઉપર આવેલા મારા આલીશાન બંગલામાં મેં નાનો સરખો બગીચો બનાવ્યો હતો તે પણ પાણીથી રેલાયો હતો. થોડા વખતથી મેં તેમાં એક પુષ્પલત્તા મંડપ બનાવ્યો હતો. અત્યારે તેના કયારામાં પાણીનો વધારે જમાવ કરવા હું એક હાથમાં ફાનસ લઇ બાગમાં ફરતો હતો. એકાએક બહાર સરીયામ રસ્તા ઉપર કોઇ અંધાર પછેડો ઓઢી આવતું હોય તેમ જણાયું. દરવાજા પાસે પહોંચતાં મને આશ્ચર્ય થાય તેમ તે વ્યકિત એક સ્ત્રી તરીકે મારી સમક્ષ રજુ થઇ તેણે કાળી સાડી ધારણ કરી હતી. હાથમાં એક ન્હાનું પોટલું હતું. અને મને તે સર્વ વાતે નિર્ભય હોય તેમ જણાતું હતું. થાકના સર્વ ચિન્હો તેના વદન ઉપર સ્પષ્ટ જણાતાં હતાં; છતાં તે કોઇ દુરાગ્રહી અને ટેકીલી સ્ત્રી હોય તેમ મેં અનુમાન કર્યું. જીજ્ઞાસા વધતાં નેત્ર સંકેતથી મેં તેને અંદર બોલાવી અને તે આવી પણ ખરી! મંડપની પાસે પડેલા કોચ ઉપર મેં તેને સ્થાન આપ્યું, અને સ્થાન લેતા એકાએક તેના મુખમાંથી 'હાશ' નો ઉદ્દગાર નીકળી ગયો, એટલે મેં કહયું :—"આવા ગાઢ અંધકારમાં એકલાં નીકળવામાં તમે ભુલ કરી છે બાઇ!"

"ભુલ? હા ભુલ તો એક એજ મોટી કરી છે કે જ્ઞાન પ્રદીપને હૃદય મંદિરમાં પ્રકટાવી શકી નથી અને તેને પરીણામે અજ્ઞાનના અંધકારથી છવાએલું હૃદય લઇ આ જગતમાં ફરવું પડે છે!"

- મને તે સ્ત્રી ઘણી દુખી જણાઇ મારી જીજ્ઞાસા પણ ઉપરના મર્મભેદક શબ્દોથી વધતી ગઇ. મેં પુછ્યું. "બાઇ! તમારા મર્મભેદ વચનોથી હું કાંઇ પણ સમજતો નથી, તમે બહુ દુ:ખી જણાઓ છો; પણ સંસારમાં સુખ દુ:ખ એ માત્ર મનના કારણ છે."

"હા. તમારા જેવા આજકાલ અંગ્રેજી ભણેલા નવ યુવાની-આઓ એમ બોલે છે; પણ પ્રસુતાની વેદનાનો અનુભવ વંધ્યા સ્ત્રીઓને કયાંથી હોય? સુખ દુ:ખ મનનાં કારણો છે પણ અનુ-ભવમાં આવે છે, ત્યારેજ તેનું યર્થાથ સ્વરૂપ સમજાય છે, આ પૃથ્વીના અંધકાર કરતાં મારા આત્માનો અંધકાર મને વધારે ભય પમાડે છે. હું તેનાથીજ ડરૂં છું."

"પણ એવું બધું તમોને શું દુ:ખ થયું છે. કે તમો આત્માના અંધકારમાં પડયાં છો.

"તમે હજું વિદ્યાર્થી છો. તમારૂં જીવન હજુ વિદ્યામાં પડેલું છે એટલે તમોને સંસારના દુખના પ્રસંગો તમે જાણ્યા નથી જોયા નથી, અને મને ભય લાગે છે કે મારી દુ:ખાત્મક આત્મકથાથી તમારા શાંત હૃદયમાં વિના કારણે મોટો ખળભળાટ થશે".

"આપણા સંસારિક રિતરીવાજોની દુ:ખાત્મક ઘટનાઓ કરતાં બીજા આ જગતનો એવા કયા મોહ પ્રસગો છે કે જે જાણ-

વાથી મારા હૃદયમાં ખળભળાટ થવાની તમે વાત કરો છો? આ મહા કાળભક્ષી રૂઢી બંધનોનો ખ્યાલ તો આપણાં બાળકોને નાનપણથીજ હોય છે સંસારનું વેદનાત્મક શિક્ષણ લેવાને કોઇને પણ કામની કે વયની જરૂર પડી નથી, અને અજ્ઞાન તો કોઇ ભાગ્યેજ રહે છે. બાઇ! મારા હૃદયને કોમળ ગણી તમો આઘાત કરવાની બ્હીક રાખતા હો તો તે તમારો ભ્રમ છે! કારણ કે આ સંસાર સુખ દુ:ખના મિશ્રણથીજ ઉતપન્ન થયો છે, એ હું સારી રીતે જાણું છું. તેમ છતાં અનુભવ કોઇ ઓર ચીજ છે અને મને આજ સુધી મળેલા અનુભવ ઉપરથી હું કહી શકું છું કે તમારી કર્મકથા મને એક રીતે લોક કલ્યાણની પ્રવૃત્તિમાં ઉતરવાનું નવિન બળ આપે તેવી હશે.

કૃષ્ણપક્ષની ચતુર્થીનાં ચંદ્ર ઉદય પામ્યો હતો, આકાશમાંથી અંધકાર લુપ્ત થતો જતો હતો અને રાત્રી આગળ વધતી હોવાથી વિલાસ મંદીરોના દિવાઓ ઝાંખા પડવા લાગ્યા હતા. તે બાઇને મેં બગીચાની ઠંડી હવામાંથી બચી દિવાખાનામાં આવવા કહ્યું. અને તે તત્કાળ આવી પણ ખરી! ઘરના સૌ માણસો નિદ્રાધિન થયાં હતાં. માત્ર એક ઘડીઆળજ નિ:શબ્દતાનો પ્રતિરોધ કરતું જાગતું હતું. તે સ્ત્રીએ મારી સામે પડેલી ખુરશી ઉપર સ્થાન લીધું એટલે મેં તેને આશ્વાસન આપ્યું ત્યાર પછી મારા માયાળુ પણાની અને તે વખતના કુદરતી સૃષ્ટી સૌન્દર્યની પ્રસ્તાવના રૂપે થોડી વાતો કરી તેણે પોતાની કર્મકથા શરૂ કરી.

"ભાવનગર રેલ્વે લાઇનમાં આવેલું એક ગામ મારી જન્મ ભુમિ છે, મારો જન્મ બ્રાહ્મણની એક ઉંચ જ્ઞાતિમાં થયો છે! મારા પિતાને મારા વિના કોઇ બીજું સંતાન હતું નહિં, આથી

બાળપણમાંજ મારૂં લાલન પાલન બીજી કોમની કન્યાઓ પેઠે ઉપેક્ષા દર્શક નહોતું એટલેથી પૌષ્ટિક ખોરાકથી અને યોગ્ય માવજતથી હું એકદમ ખીલવા લાગી. હું બહુ રૂપાળી હતી એ શબ્દો કદાચ આપને અભિમાનથી ઉચ્ચરાએલા જણાશે પણ મારૂં માગું કરવા જે જે અમારા જ્ઞાતિઓ આવતા તે દરેકને મોઢે મારા પિતા પ્રથમ મારા રૂપની અને પછી મારા ગુણની લાંબી લાંબી વાતો કરી માગું કરવા આવનારને સંતોષતા. મારા પિતાની આર્થિક સ્થિતિ ઠીક હતી, તેમજ રાજ્યની નોકરીમાં સારી મહેનત મજુરી મળતાં અમારે કશી ઘરમાં ખામી ન જણાતી. મારા કાકાશ્રી પણ તે દરમ્યાન રાજ્યમાં એજ ગામમાં કારકુન તરીકે હતા. અને ફુરસદને વખતે ભીક્ષાવૃત્તી તેમજ યજમાનવૃત્તી કરી પોતાનો ગ્રામ્ય જીવનમો અનેરો વખત આનંદથી વિતાવતા.

ગામ ધણી ગૌબ્રાહ્મણ પ્રતિપાળ હતા. અને તે અરસામાં સાધુ સંત બ્રાહ્મણ તેમજ અન્ય અભ્યાગતોને તે વિશેષ આશ્રય રૂપ હતા. તેની મીઠી કૃપાથી રાજ્યમાં કોઇ પણ જાતનો ભય કે ઉપદ્રવ પ્રજાને નહતો. આથી પ્રજા પણ પ્રમાણીકપણે પોતાનો જીવન નિર્વાહ ચલાવી સંતોષ પામતી. એમ કરતાં ઇશ્વર કૃપાથી નિર્વિઘ્ને મારી વય પંદર વર્ષની થઇ. આપણા ગરમ દેશમાં તો વધારેમાં વધારે સોળ વર્ષની ઉમર સુધીજ કન્યકાઓ અવિવાહીતા રાખી શકાય. હું જેમ જેમ મોટી થતી ગઇ, તેમ તેમ મારા હૃદયમાં સંસાર સુખની અભિલાષાઓ વધવા લાગી મારી બહેનપણીઓને સાસરે આવતી જતી જોઇ હું શરમાતી. તેમના પતિ સાથેની વિલાસમય વાતો તેમનાં મુખથી સાંભળી હું મને પોતાને હતભાગિની માનતી. અજ્ઞાનતા તો એટલી બધી છવાએલી હતી કે જો મારા માતા પિતાનો સખ્ત બંદોબસ્ત ન હોત તો હું કોણ જાણે કેવાયે દુષ્ટ

કૃત્યમાં જોડાત; મારા ઉપર બહુ બારીકીથી નજર રાખતી હોય તો તે મારી માતાજ હતી. સરખી વયની સખીઓ સાથે પણ એકાંત કરવા દેતી નહિ જો કે મારી માતાની તે વખતની વર્તણુંકથી મને સંતાપ લાગતો પણ અત્યારે તેનો ફાયદો સમજી શકું છું. એકાદ વર્ષ આમ વિત્યું. ઇશ્વર કૃપાથી મારૂં સગપણ મારા ગામથી ત્રણેક ગાવ દુર આવેલા એક ગામમાં થયું.

એક શુભ મંગળ દિવસે, ધામ ધુમથી મારો વિવાહ ઉત્સવનું મુહૂર્ત થયું અને તે દિવસથી હું કન્યકા મટી વિવાહીતા કહેવાણી. મારા શ્વસુર પક્ષમાં ફકત મારા હૃદયેશ્વર અને તેમનાં માતુશ્રી હતાં. મારા પતિ ગામમાંજ યજમાનોથી ભીક્ષાવૃત્તી મેળવી પોતાનો જીવન નિર્વાહ ચલાવતા. મારાં સાસુ પણ મારાં પનોતાં પગલાંથી વિશેષ આનંદ પામ્યા અને નિર્વિઘ્ને અમારો ગૃહસ્થાશ્રમ આનંદથી ચાલ્યે જતો. મારૂં પિયર ત્રણજ ગાવ મારા સસરાથી હતું આથી એકાદ માસમાં એક વખત તો જરૂર કુટુંબ યાત્રા મેં કરીજ હોય. આજ હવે હું સગર્ભા હતી પરણ્યાને બે વર્ષ થઇ જવા આવ્યાં હતાં. ખેર મારો પતિ ઇશ્વર પરાયણ શુદ્ધ અને ચારિત્રવાન હતો!" આમ કહેતાં કહેતાં તે સ્ત્રી વધારે ઉદાસ બની ગઇ, અને તેની આંખમાંથી આંસુની ધારા વહી નીચે પડવા લાગી. મેં કહ્યું:— "બ્હેન! ઋણાનુંબંધ કોણ મિથ્યા કરે?" તે સાંભળી એકદમ તે બોલી "શું ઋણાનુંબંધ? હું એવું ઋણાનુંબંધ માનતી નથી. હાથમાં દીવો લઇ કુવામાં ઉતરનાર મુર્ખજ ગણાય. કેવળ ભાગ્યનેજ માનનારા આપણા સમાજની આટલી પડતી છતાં તમારા જેવા કેળવાએલા પુરૂષાર્થને માન કયાં સુધી નહિં આપે? "ભાઇ મારા ટુંકા પરિચયથી મારા અવિવેકી બોલની માફી આપશો પણ

મને તો આપણા લોકોની મુર્ખતા ઉપરજ તિરસ્કાર છુટે છે અને મારી વિતક વાતમાં હજુ હું જે ભયંકર બનાવ રજુ કરીશ તેથી નો તમને વધારે આશ્ચર્ય ઉત્પન્ન થશે."

એ દિવસ ગામમા પ્રજાને હર્ષના હતો. નવરાત્રીની શરૂઆત હતી ગામ ધણીની કૃપાથી રાજસુયજ્ઞનો આરંભ થયો. અને મારા પિતાના ગામના તેમજ બહારથી પણ હજારો બ્રાહ્મણોને વરૂણીમાં નિમંત્રણ કરી યજ્ઞનો આરંભ ગામ ધણીએ શરૂ કરાવ્યો. ગામના પ્રતિષ્ઠીત ગૃહસ્થો તેમજ રાજ્યના અધિકારીઓ તેમજ શ્રીમંત વેપારીઓ વગેરેએ આ શુભ પ્રસંગમાં જોડાઇ ઉત્કર્ષ થયા હતા. દર વર્ષ ગામ ધણીને યજ્ઞ કરાવવાની દૈવી પ્રતિજ્ઞા હતી. અને પ્રતિવર્ષ હજારો બ્રાહ્મણોને વરૂણીમાં અગાધ ધન કૃષ્ણાર્પણ કરી ગામ ધણી સંતોષ પામતા

યજ્ઞ શરૂ થવાને બે દિવસ હતા ત્યાં મારે ત્યાં મારા પિતાશ્રીનો કાગળ મળ્યો અને મને તેમજ એમને સંબોધી લખ્યું હતું કે જરૂર કુટુંબ સાથે એકાદ માસ અહિં આવી ગાળી જશો, વિશેષમાં બાપુએ પણ હમણાં યજ્ઞનો આરંભ કરાવેલ છે તો જરૂર પાંચ પંદરની પ્રાપ્તી પણ તમોને થશે, અને વળી કુટુંબ યાત્રાનો પણ અલભ્ય લાભ તે સાથે થશે તો જરૂર આ વખત આવી જશો. કાગળ મળતાં બીજે દિવસે મારે પિયર જવા અમો તૈયાર થયાં. પુજ્ય માતુશ્રી તુલ્ય મારાં સાસુને ફરજીઆત ઘરે રહેવું પડયું કારણ કે પશુ ધનમાં અમારે ત્યાં બે ગાય અને એક ભેંસની પાછળથી ચાકરી બરદાસ્ત કરવા કોઇ હતું નહિ, આથી મારાં વયોવૃદ્ધ સાસુશ્રીએ અમોને હર્ષથી વિદાયગીરી અર્પી ઘરનું કામકાજ કરવા પોતે ત્યાંજ રહયાં બીજે દિવસે પ્રભાતનો સમય થતાં અમો

મારા પિતાશ્રીને ગામ આવી પહોંચ્યાં, ત્યાં પહોંચતાંજ મારા પિતાએ અમારો યોગ્ય સત્કાર કર્યો, અને સામે ખાલી પડેલા એક મકાનમાં અમને ઉતારો આપવામાં આવ્યો. અમારા આગમનથી મારા પિતા વીશેષ સંતોષાયા. પણ આ વખત પુત્રી વાત્સલ્યતાનો શુધ્ધ પ્રેમ મારા પિતામાં મને જોવામાં આવ્યો નહિ. આ વખત મારા પિતાના પ્રથમ જેવા હાસ્ય મુખારવિંદમાં કંઇ ગંભીર મુખાકૃતીની રેખાઓ જોવામાં આવી. યજ્ઞનો સર્વ કારભાર મારા પિતાને હસ્ત હતો આથી સર્વ વસ્તુ રાજ્ય તરફથી યજ્ઞમાં પુરી પાડવા તેમનેજ નીમવામાં આવ્યા હતા. તેમજ યજ્ઞમાં વરૂણીમાં વિદ્વાન બ્રાહ્મણોને કયું સ્થાન કેના પ્રમાણમાં આપવું તે સર્વ એમના આધીન હતું. અમારા આગમન પછી બે ત્રણ દિવસ યજ્ઞનો આરંભ થયો. એક દિવસ દક્ષીણાની લાલચે તે દિવસે મારા પતિએ અહોરાત્ર યજ્ઞમાં ગાળી વિશેષ થાકથી લુબ્ધ થઇ સાંજે ગૃહે આવી મને પણ ન જણાવતાં હંમેશના નિયમથી એક કલાક આગળ નિદ્રાધીન થયા. ખેર એ ભાગ્યહિન દિવસ હશે? મારૂં નેત્ર અહિં ગામમાં આગમન થયા પછી પ્રતિદિન ફરકતું રહતું, વિશેષમાં થોડાક દિવસ થયા મને વિપરીત દ્રશ્યો પણ જોવામાં આવતા પણ હું સર્વ ન ગણકારતાં જેવી ઇશ્વર ઇચ્છા ગણી શંકા આણતી નહિ.

અમો દંપતિ માટે પરમાત્માએ એ મિલનનો દિવસ છેલ્લો ગણ્યો હતો. તે રાત્રે તેના થાકને લઇ કાંઇ વિનોદ હાસ્યમય ગોષ્ટી પણ મ કરતાં મૌનજ રહી યજ્ઞમાંથી વળતાં તુરતજ તે નિંદ્રાધીન થયા. આથી હું પણ નિવૃત થતાં થોડો સમય મારી માતુશ્રી પાસે જઇ વ્યતિત કરવા ઇચ્છા થઇ. એજ સાંજે મારી માતુશ્રીએ મને ઘરે બોલાવી જણાવ્યું હતું કે જમાઇ આજ નિંદ્રાધિન થાય એટલે મારી પાસે આવજે આપણે અગત્યનું કામ છે."

સંસારના કપટનો મને મારી વયમાં જરા પણ ખ્યાલ ન હતો, સ્ત્રીએ જગતની ભોળામાં ભોળી ઇશ્વરી કૃતી છે; મને તો મારા માતુશ્રીના આ ગુઢ વચનોનો જરા પણ સંદેહ થયો પણ નહિ અને તે નિંદ્રાધિન થતાં હું હર્ષભેર મારી માતુશ્રી પાસે દોડી ગઇ અને નિવેદન કર્યું કે તે સુઇ ગયા છે કહો હવે તમારે મને શુ ગુપ્ત વાત કરવી હતી?"

મારા લગ્ન પછી મારા માત પિતાના સ્વભાવમાં આશ્ચર્ય કારક પરિવર્તન થયું હતું, તેના મુખાર્વિંદની શાંત વૃત્તી હંમેશને માટે નષ્ટ થઇ હોય તેમ મને સ્પષ્ટ જણાતી. તેની વાત કરવાની પ્રકતી અને તેના શરીરના હાવ ભાવ ઉપરથી સ્પષ્ટ જણાતું કે કયાં તેનું પહેલાંનું પુત્રી તરફનું મારી તરફ વાતસ્લય! અને કયાં આજની વર્તણુક. એ તો સ્પષ્ટ જણાતું કે તેની શાંત વૃત્તી લોભ મોહ અને મહાન આશામાં ડુબી ગઇ હોય તેમ તેનાં મુખ ઉપર સ્પષ્ટ જણાઇ આવતું. મારા પતિ સાથેના આગમન પછી મારી માતા અને પિતા તેમજ મારા કાકાશ્રી ઘણો વખત મોડી રાત્રી સુધી એકાંતમાં બેસી કંઇ ગુપ્ત વાતો કરતાં અને કોઇ પ્રયત્ને એક કામ વિના વિંલબે ઉકેલવા મથતા; પણ હું કાંઇ પણ લક્ષમાં લાવ્યા વગર ધ્યાન આપતી નહિ.

તે રાત્રીએ અગ્યારને સુમારે મારા માત પિતા અને કાકાને મેં તેની નીંદ્રાની વાત કરી અને જણાવ્યુ કે તે નિરાંતે નિંદ્રાદેવીને આધીન છે એટલે મારા આ શબ્દો સાંભળતાંજ મારા પિતાએ મને સકેતથી અંદરના ખંડમાં બોલાવી અને જણાવ્યું "આજ

આખી રાત્રી તારે અહિં ગાળવાની છે અને તારા પતિનું તને કોઇ પુછે તો જણાવજે કે મને ખબર નથી." આ શબ્દો સાંભળતાંજ મારો આત્મા મુઝાણો. હું ચિતભ્રમ જેવી બની ગઇ અને પાછળથી શું કરપીણ કૃત્ય થયું તે મને બીજે દિવસે ખબર પડી. એ પાપી પિતાએ અને કાકાએ, મને ઘરમાં પુરી રાખી અને ઉતારા તરફ જતાં મારા પતિને શાંત નિંદ્રામાં પડેલા જોઇ તેના શયનખંડમાં શાંતિથી દાખલ થયા. તેના શાંત મુખારવિંદ તરફ એક વખત નિહાળી અટ હાસ્ય કરયા અને પોતાનું કામ જલદી સંપેટવા તેના ખાટલાની એક છેડે મારા પિતા અને બીજે છેડે મારા કાકા યમનું સ્વરૂપ ધારણ કરી તેનું અકાળ અવસાન કરાવા તત્પર થયા. મારા પતિની લાંબી શિખા પ્રથમ તો ખાટલાની ઇંશ સાથે જોરથી બાંધી લીધી. સામા પટારા ઉપર પડેલ પાઘડી લઇ દશ બાર જોરથી આંટા તેના સુતેલા અંગને ખાટલા સાથે વિંટી, અને એક હાથમાં સુતરની રસી લઇ તેના ગળા ઉપર બાંધી એક બીજા સામ સામા પકડી ગળાચીપ આપવી શરૂ કરી. તે દરમ્યાન તે નિચ અઘોર કૃત્ય કરનારાઓએ રૂ અને ડુચાથી આંખ, નાક, કાન, વગેરે સર્વ ઇન્દ્રીયોને ડુચા દઇ પ્રાણ વાયુને બંધ કર્યો. સકલ સૃષ્ટીના પાલક પિતાની કુદરતને કોણ પહોંચી શકે, મનુષ્ય આત્મહત્યા કરવા તત્પર થયો હોય તો કેમે કરી આ આત્મા દેહ છોડે નહિ, અને એજ આ આત્મા જે ક્ષણીકમાંજ ઠેસ વાગતાં અકાળ દેહ છોડી જાય! મારા નાથનો પણ તેજ પ્રમાણે ગુગળાયેલો આત્મા કેમે કરી દેહ છોડે નહિ! અંતે તેનો આત્મા છેક ગુંગળાતાં તેના મુખમાંથી કર્કશ અવાજ મૃત્યુના પેગામનો નિકળવો શરૂ થયો, આ અવાજ શરૂ થતાં તુરતજ

મારી માતાએ મને તેજ ઘરમાં પુરી, તે ભયંકર જગાએ માગ કાકાના સંકેતથી ઉતાવળી આવી, અને તેનો કર્કશ અવાજનો પ્રતિરોધ કરવા મારી માતાએ ઘંટી દળવી શરૂ કરી કે જેથી સવાર પડવા છેક આવ્યું હતું આથી કોઇ પણ વટેમાર્ગુ તેનો કર્કશ અવાજ સાંભળી વિસ્મય પામે નહિ. આશરે પચાસેક મિનિટમાં તેનો કર્કશ અવાજ મુખમાંથી નિકળતો બંધ થયો; અને તેનો આત્મા પોતાનો દેહ છોડી પરમાત્માના દરબારમાં અકસ્માત અને અકાળના ભોગ માટે જીવ લેનાર એ પાપી પિતા અને માતા તેમજ કાકાનું નામ નોંધાવવા હાજર થયો. આ અઘોર કૃત્યનો ખ્યાલ મને પ્રથમથીજ નહિં; નહિં તો તે નિંદ્ય કૃત્ય આદરનાર પિતાને માટે પ્રથમથીજ સાવચેત રહેત. એ પાપી પિતા અને કાકાએ મારા નાથના મૃત દેહને ઠેકાણે પાડવા સતલશ કરી અને તે લાશને એક ગાંસડીમાં બાંધી, તે મધ્ય રાત્રીએ ગામ બહાર આવેલ કુંભારના ખોદવાના સ્થળે સમાવી અર્પી તે ઉપર મૃતીકા પાથરી ગામમાં પ્રવેશ્યા."

વરસાદ પાછો ધીમો શરૂ થયો હતો. પવનની લ્હેરીઓ દિવાનખાનામાં આવી અમારા સંતપ્ત હૃદયને ઠારવા મથતી હતી કાંઇક વિસામો લઇ તે બાઇએ આગળ ચલાવ્યું. "ભાઇ ઇશ્વર ઇચ્છા બળવાન છે, આખરે એ વર્ષમાંજ મારા સૌભાગ્ય વ્રતનો અંત આવ્યો! અને સમાજમાં હું વિધવા લેખાણી?" એમ કહી તે બાઇએ ફરી રડવું શરૂ કર્યું. મેં તે બાઇને ખુબ આશ્વાસન આપ્યું. અને તે બાઇએ થોડીવારમાં પાછી પોતાની ભયાનક કથની શરૂ કરી, તે દરમ્યાન મેં પુછ્યું "બ્હેન તમારા પતિનું આવું અઘોર કૃત્ય કરવાનું તમારા પિતા અને

કાકાને શું પ્રયોજન? "કારણ માત્ર ધનનુંજ! જો તેને પુષ્કળ ધન મારા વિક્રય માટે મળ્યું હોત તો તે આવું સાહસ ન કરત. કારણ કે મારૂં વેવિશાળ ત્રણસો રૂપીયામાં થયું હતું. તે વખતે મારા પિતાની આર્થિક સ્થીતી નબળી હતી. આથી ધનની જરૂરીયાતમાં તેણે ત્રણસો રૂપીયામાં મારૂં લગ્ન કરી આપ્યું તે વખતે મારૂં અન્ય માગુ કયાંયથી તે સ્થળ સિવાય હતું નહિ. આથી મારા પિતાએ તે રકમ કબુલ કરી કડવાશે લગ્ન કરી આપ્યું. તે લગ્ન પછી મારા પિતાને પણ આવી થોડીજ રકમમાં કન્યા વિક્રય કરી આપ્યો તે માટે બહુ ખેદ થયો. કારણ કે ગામમાંથીજ બે ત્રણ કન્યકાઓ હજાર કે દોઢ હજારે ગુજરાત તરફ અપાણી હતી. અને તે કન્યકાઓ છેક નાની અને નિરક્ષર હતી તો પણ એવી રકમ મળી; તો છેક હું તો રૂપાળી, ભણેલી ગણેલી અને વયમાં પુરી તો જરૂર મારા પિતાને એક હજારનો અલભ્ય લાભ મળત આ સંદેહે તેણે આ નિંદ્ય કૃત્ય કર્યું! અને જમાઇના વધ પછી તેણે વિચાર રાખ્યો હશે કે પછી મને ફોસલાવી કન્યકા તરીકે ગુજરાત તરફ આપી ધનનો લાભ મેળવી શ્રીમંત થવું. ભાઇ જગતમાં પૈસો એજ મોટી ચીજ છે. માણસ તેને માટે અનેક કાળા ધોળાં કરે છે આમ કન્યા વિક્રયથી શ્રમ વિના પ્રારબ્ધને ફેરવી નાખવાની ચાવી એકદમ હાથમાં આવે એ કોને ન રૂચે? મારા પિતા તેનાં અકસ્માત ભોગથી ખુશી થયા. દિકરીના દમડા લઇ કોઇ શ્રીમંત થયા હોય તો દુનીયામાં ઘણા માણસો તાલેવંત થાત; પણ અધર્મ વૃત્તીથી ઉપાર્જિત કરેલું દ્રવ્ય નાશ પામ્યા વિના રહેતું જનથી. આમ એ નર પિશાચો તેના દેહને ગામ બહાર દાટી ઘરે

આવ્યા. મને અંદરના ઘરમાં જ્યાં પુરી રાખી હતી ત્યાં મારા પિતાએ આવીને કહયું. "આજ સુધી અમોએ તને પાળી પોષી મોટી કરી છે તો તારે અમારૂં કહયું માનવું જોઇએ. તારા સુખ ખાતર અમોએ એક નિંદ્ય કૃત્ય આદર્યું હતું તે નિર્વિધ્ને પાર પડયું છે; તો તારે મુખ ઉપર જરા પણ આ ભેદી બનાવ બન્યો તેની ગ્લાની રાખવી નહિ. અને કોઇને પણ આ હત્યા કાંડની વાત પણ કરવી નહિ." આમ આ નરપિશાચોએ મને પ્રભાત થતાં સુધી આશ્વાસન આપ્યાજ રાખ્યું. એટલામાં પ્રભાત થયું સૌ કોઇ મનુષ્ય પોત પોતાને ધંધે વળગ્યું મારા પિતા અને કાકા પણ આ હત્યાકાંડની જરા પણ મુખ ઉપર ગ્લાની રાખ્યા વગર રાજ્ય યજ્ઞના નિત્ય કર્મમાં જોડાણા. પ્રભાતમાં નિત્યે ગાયોનું ધણ ગામ બહાર ભેળું થતું તેમ આજ પણ તે પ્રમાણે સુરભી ધણ ગામ બહાર ઉભું હતું, સકલ સૃષ્ટિના પાલક પિતાએ તેઓનાં અઘોર કૃત્યના આચરણને પ્રકાશમાં મુકવા પ્રયત્ન કર્યો હોય તેમ દૈવ ઇચ્છાએ તેમાંથી એક ગાય ધણથી જુદી પડી, મારા નાથની લાશ દાટી હતી ત્યાંજ કુદરતી ઓકદાળવા લાગી. અને વિશેષ ઓકદાળતાં, શિંગડામાં વધારે વજન ભરાતાં ગાયને પણ રમુજ થતી ગઇ; અને તે વજનથી પોતાનું શીંગડું વિખુટું કરવા જોર દઇને બહાર ખેંચ્યું તે સાથે લાશની ગાંસડી પણ એકાએક શીંગડામાં ભરાયેલી સ્થીતીમાં જમીનમાંથી બહાર નીકળી પડી. આ વખતે બે ત્રણ વટેમાર્ગુઓ અને ગામના માણસો પણ કૌતક નિહાળતાં છેક વિસ્મય પામ્યાં. ગાયને પણ નાસતી અટકાવી તુરતજ માણસોએ શીંગડાથી ગાંસડી જુદી પાડી ગાયને મુક્ત કરી. જે બ્રાહ્મણો હવનમાં હતા તે પણ આ કૌતકથી સ્તબ્ધ થઇ ગયો, અને તુરતજ યજ્ઞ બંધ કરી નિરક્ષણ માટે આતુર થયા. ગાંસડીને તુરતજ એક

શુદ્રો મારફત ખોલવામાં આવી, અને એકાએક મારા નાથની લાશ ખરડાએલી અને ચીપાએલી સ્થિતિમાં સાંને જોવામાં આવી. ગામ ધણી પણ આ હત્યા કાંડની જગાએ આ ખબર મળતાં તુરતજ આવી પુગ્યા, અને લાશને પણ તુરતજ તપાસવામાં આવી અને લાશને ઓળખતાં તુરતજ મારા પિતા અને કાકાને ત્યાંજ હવન-માંજ શક ઉપર બધન કરવામાં આવ્યા. આ અઘોર બ્રહ્મહત્યા કાંડ ગામમાં થતાં તુરત યજ્ઞ બંધ કરવામાં આવ્યો. ગામમાં પણ આ બનાવથી હાહાકાર થઇ ગયો અને સૌ કોઇ સાંભળી વિસ્મય પામ્યું. મારા પિતા અને કાકાને પણ કરેલ અઘોર કૃત્ય કબુલ કરતાં તુરતજ કારાગૃહમાં મોકલાવી આપ્યા, અને મારી માતુશ્રીને પણ આ અઘોર કૃત્યમાં સામેલ થતાં યોગ્ય શિક્ષા થઇ. ગામ ધણી બાપુએ પણ તે અસુર ભુમિ જયાં બ્રહ્મહત્યા થઇ ત્યાંનું જળ પણ ન લેવા નિશ્ચય કર્યો. અને બીજે દિવસે પોતાના પુત્રને ગાદી સોંપી રાજયમાં થયેલા આ હત્યાકાંડના પ્રાયશ્ચિત અર્થે તુરતજ દ્વારીકા તરફ વિદાય થયા. યજ્ઞના શુભ કામમાં આવું બ્રહ્મહત્યાનું વિઘ્ન આવતાં એમને પણ ઘણી દીલગીરી થઇ, અને તે દિવસથી બ્રાહ્મણો ઉપરની કૃપા દ્રષ્ટિ પણ એમણે હંમેશને માટે બંધ કરી. આવા અઘોર હત્યાકાંડથી કેનું હ્રદય પીગળી સ્તબ્ધ નહિ થાય? દ્વારીકા જતાં પહેલાં એ રાજવીએ મારી સાસુને એકાંતમાં બોલાવ્યાં અને ખીન હ્રદયે ખુબ આશ્વાસન આપ્યું. તુરત મને પણ બોલાવી. મેં પણ મારૂં ભવિષ્ય બગાડનાર માત પિતાનો ડર રાખ્યા વગર બાપુને સ્પષ્ટ નિવેદન કર્યું કે આ નિર્દય આત્માઓએ ધનની લાલચે જ મારા પતિનું ખુન કર્યું હશે! તુરતજ એ દુરાત્માઓને બંધન કરવામાં આવ્યા અને તેમને કારાગૃહની સજા ફરમાવવામાં આવી, તેમજ મારી માતુશ્રીને પણ અઘોરકૃત્યમાં જોડાવા બદલ યોગ્ય

શિક્ષા મળી ચુકી. મારા પતિના આવા શોકજનક અવસાનથી, મારા અને મારી સાસુના જીવન નિર્વાહ અર્થે એ રાજવીએ ત્રીશ રૂપીયાનું વર્ષાસન બાંધી આપ્યું. અને ખીન હ્રદયે મારી સાસુને જણાવ્યું કે :—"આ તમારી પુત્ર વધુ સગર્ભા છે, તેને જરૂર ઇશ્વર ઇચ્છાએ પુત્ર પ્રાપ્તી થશે અને જરૂર તમારા કુળની લાજ પરમાત્મા કરશે તો રહેશે, તો તમો તમારા પુત્રની હત્યા ભુલી જશો અને તમારી પુત્ર વધુને જે પુત્ર પ્રાપ્ત થાય તેજ તમારો પુત્ર છે તેમ સમજી દિવસ નિર્ગમન કરશો."

આમા મારા પિતા, કાકા અને માતુશ્રીને પોતાના કરેલ અઘોર કૃત્યનું યોગ્ય ફળ આ ભવમાંજ મળી ચુક્યું. આવી રીતે હું વિવાહીતા છતાં મારા પિતાએ ફરી વિક્રય અર્થે અઘોર કૃત્ય કર્યું તો અમારીજ જ્ઞાતીમાં જે કન્યકાઓ અવિવાહીત હશે તે તરફ તેમનાં માત પિતા કેવી લાંબી વિક્રયની આશા રાખી અલભ્ય લાભ મેળવવા જીવન લંબાવતાં હશે? તે તમો તમારા આત્માને પુછો! છેક આમ સમાજ કેવો કન્યા વિક્રય માટે નિષ્ઠુર અને ક્રુર બન્યો છે તે તમો જુઓ?" મારી આવી અધમ સ્થીતી કરનાર એ પાપી પિતા અને માતાનો કલંકિત ચિતાર આ જન્મે રૂવે રૂવે ઉભો થતાં આ પૃથ્વીનો અંધકાર મારા આત્માના અંધકારને તમારા કહેવા પ્રમાણે કેમ ભય પમાડી શકે?" ભાગ્યના ચમત્કાર બહુ વિલક્ષણ હોય છે તે આ મારી હ્રદય ભેદક સત્ય ઘટનાના ઉલ્લેખથી યર્થાથ સમજાશે "

વાતોમાંને વાતોમાં પ્રભાત થવા આવ્યું, હું પણ એ બ્હેનની કરૂણ કથની સુણી સતબ્ધ થઇ ગયો અને એ નિરાધાર યુવતીને વઢવાણ વનિતા આશ્રમમાં સવારમાં મોકલાવી આપી.



# દૈહિક મિલન.



એ પોષ માસની રાત્રિ હતી. શીતલ પવનની અનુપમ લહરીઓથી સર્વત્ર શાન્તિ પ્રસરી રહી હતી. નભમાં આછાં આછાં તારક મંડળો અર્ણવમાં દ્રશ્ય થતાં અનેક દ્વીપોસમ સુશાંત : મનોહર લાગતાં હતાં. લગભગ મધ્યરાત્રિનો એ સમય હતો. આ વખતે શ્રીમંત ગાયકવાડનું પાટનગર વડોદરા જાણે જંપ્યું જણાતું હતું. રાજ્યધોરી રસ્તાઓ શાંત અને નિર્જન હતા, ફકત સ્ટેશન સામે આવેલા સયાજીરાવ સરકારી ધર્મશાળામાં અને સામે આવેલાં બે ત્રણ હિંદુ રેસટોરામાં વિજળીના દિવાઓનો ઝગઝગાટ, મોડી રાત્રી વ્યતીત થયાં છતાં જણાતો હતો. ટાવરમાં કડિંગ કડિંગ બાર ડંકા વાગ્યા, તેજ ક્ષણે ઇન્દુલાલ રેલ્વે પોલીસ ઇન્સ્પેકટર, મ્હો કોરી લઇ, હોટલના કંમ્પાઉન્ડ બહાર નિકળી સ્ટેશન ઉપર આવી પહોંચ્યા. સ્ટેશન ઉપર પહોંચતાંજ થોડી વારમાં ગોધરાથી છુટેલો પંજાબ મેલ આવી પુગ્યો, અને પચીસ પચાસ પેસેન્જરોને ઉતારી તુરત મુંબઇ જવા ઉપડી ચુકયો. ઉતરેલાં પેસેન્જરોમાં બે ત્રણ યુરોપીઅનો અને બાકીના ત્યાંના વતની હતાં. આવી મધ્ય રાત્રે આ પેસેન્જરો સાથે એક હિંદુ ગુજરાતી કુટુંબ પણ વડોદરે ઉતર્યું હતું. આ કુટુંબમાં એક યૌવના જણાઇ, એક બાળક આઠ વર્ષનો જણાયો એક બાળકી ત્રણ વર્ષની જણાઇ, અને તેની સાથે આવેલો એક યુવાન ત્રિસ, પાત્રીંશ વર્ષની ઉમરનો હતો, આથી જોનારને સ્પષ્ટ જણાતું કે તે તેનો પાલક પિતા હશે. આ કુટુંબે પોતાનો નહિં જેવો સામાન ઉપાડી લઇ ટીકીટ કલેકટરને ટીકીટ સોંપી

સામે આવેલી સયાજીરાવ ધર્મશાળામાં આશ્રય લીધો. ઇન્સ્પેકટર ઇન્દુલાલને કાંઇક શંક જણાતાં તુરત તેની પાછળ પોતાનું માણસ મોકલી રાહ જોતા સ્ટેશનમાંજ ઉભા રહયા.

ઇન્દુલાલ આજ પાંચ વર્ષ થયા રેલ્વે પોલીસ ઇન્સ્પેકર તરીકે હતા. પોતે ઉંચ જ્ઞાતીના હતા. પોતાને આવો ઉંચો હોદ્દો મળ્યા છતાં કોઇ દિવસ કોઇનું અપમાન કે અસત્કાર કે અવર્તન કરેલજ ન હતું. પોતાની એ શકિત હતી કે તે કુટુંબને તેઓ ત્યાંજ સ્ટેશનના પ્લેટફોર્મમાં રોકી પોતાની શંકાનું સમાધાન કરી શકત; પણ કોઇ કુટુંબની આવી મધ્ય રાત્રે ખાલી કનડગત અને ફજેતી કરવી તે અયોગ્ય અને અઘટીત જણાતાં તે વખત માંડી વાળ્યું. પોતાના માણસથી તે કુટુંબના ઉતારાની વાત જાણી તુરત પોતાના માણસને રજા આપી અને તે કુટુંબે જ્યાં આશ્રય લીધો હતો ત્યાં જવા ઉપડયા.

વડોદરા સ્ટેશન સામે આવેલી સયાજીરાવ ધર્મશાળા મુસાફરોને રાત્રીને વખતે વિશ્રામ લેવાનું એક રમણીય અને સારૂ સ્થાન હતું. આજુબાજુ આવેલ ત્રણ ચાર હિંદુ લોજો તેમજ હિંદુ રેસ્ટોરાંને લઇ મુસાફરોને આહાર માટે તેમજ જોઇતી વસ્તુઓ માટે કોઇ પણ જાતની ખામી ન હતી આ વિશષ સુખ સગવડતાવાળા મકાનને લઇ તે કુટુંબ સ્ટેશનથી તુરતજ સયાજીરાવ ધર્મશાળામાં દાખલ થયું. અને એક રૂપીયો ચાર્જ આપી એક રૂમ રાત્રીને માટે ભાડે લીધો. મોટા રૂમને લઇ તે રૂમમાં વચ્ચેના ભાગમાં પારટીશન મારવામાં આવ્યું હતું અને તે ઉપર વાઇટવોશ તેમજ રંગ લગાડી એવું ભપકાબંધ કામ કરવામાં આવ્યું હતું કે જોનારને એમજ

જણાતું કે ચારે બાજુ અભંદ પત્થરની દિવાલથીજ બંધાયેલું મકાન છે. આ પારટીશન લાકડાંનું હતું આથી વાયુની ગતીને લઇ એક રૂમની અંદર ચાલતી વાત બીજા રૂમમાં સ્પષ્ટ સાંભળવામાં આવતી તેમજ આ પારટીશનોમાં કોઇ કોઇ જગ્યાએ નાનાં મોટાં છીદ્રો પણ હતાં, જેથી એંદર રહેતાં માણસોની સ્થિતિ પણ જોવા ઇચ્છનારને સ્પષ્ટ જણાઇ આવતી.

ઇન્દુલાલ ઇન્સ્પેકટરને તે કુટુંબની યૌવનાના આવેશ અને હાવ ભાવો જુદાજ રૂપમાં જણાતાં જરા શંકા આવી. આથી તુરત ઇન્સપેકટર સયાજીરાવ ધર્મશાળામાં દાખલ થયા. પ્રથમ તો તે કુટુંબનો ભાડે લીધેલો રૂમ શોધી કાઢયો. તેઓની પાસેનાજ પારટીશન વાળા ખાલી પડેલા રૂમમાં ચુપકીથી પ્રવેશી, તે કુટુંબનો પારટીશનમાં થતો વાર્તાલાપ સાંભળવા તૈયાર થયા. પ્રથમ તો તેણે પારટીશનમાં પડેલા એક છેદમાંથી દ્રષ્ટી કરી તો જણાયું કે તેઓની સાથેનો એક બાળક અને એક બાળકી, મુસાફરીના થાકને લઇ નિંદ્રાધીન થયેલાં હતાં. અને તે પુરૂષ અને યૌવના એકજ પાત્રમાં બેસી મિષ્ટાન્ન જમતા જણાયાં. જમતાં, જમતાં તે યૌવનાનો મુખ તરફ વળતો હાથ ગૌર અને નાજુક જણાયો. પણ તેના હસ્તમાં કાંઇ પણ સુવર્ણના કે સૌભાગ્યના અલંકાર જણાયા નહિ! બારીકીથી જોતાં સ્પષ્ટ જણાયુ કે તે યૌવના વિધવાજ છે, તેના શરીર ઉપર સૌભાગ્યના અલંકારો જણાયાજ નહિ. આથી એક વિધવા પર પુરૂષ સાથે એકજ પાત્રમાં આહાર કરે તે અલૌકિક જણાયું. તેઓનો જમતા વખતનો વાર્તાલાપ ઉપરથી સ્પષ્ટ સમજાતું કે તે યૌવના કામવશ થઇ તે પુરૂષ સામે હરણીના સમાન વિલોલ નેત્રોથી કટાક્ષ ફેંકતી જણાતી હતી. તેઓનો સહવાસ દંપતિને

યોગ્યજ જણાયો! તેઓનો વાર્તાલાપ અને વાર્તા વિનોદ છેક હિંદુ ગુજરાતી સંસારના દંપતિને મળતો આવતો હતો. વિશેષમાં સાથે ઉમંગથી આહાર કરતો યુવાન વિકારી, લેભાગુ અને શઠ જણાતો હતો. એક વિધવા તે પણ પર પુરૂષ સાથે એકજ પાત્રમાં આહાર કરે, અને પર પુરૂષથી લજ્જાહિન વિનોદી વાર્તામાં રસ પ્રેરે તે અલૌકિક જણાયું. તે યૌવનાનો વિધવા છતાં તે પુરૂષ સાથે દંપતિને યોગ્ય વાર્તાલાપે છેક ઇન્સપેકટરને આશ્ચર્ય મુગ્ધ કર્યા. આથી વિશેષ શંકા જતાં ત્યાંજ શાંતિથી બેસી જઇને યૌવના અને યુવાનનો વાર્તાલાપ શંકીત નજરે શ્રવણ કરવો શરૂ કર્યો.

થોડા વખત પછી તે યૌવનાના મુખાર્વીંદ ઉપર જાણે ભય અને નિરાશાની રેખા જણાઇ અને જમતાં જમતાં મૃદ વચને તે યુવાનને કહેવા લાગી. "તમોને તો હજી તમારા સ્નેહી સગાં સબંધી તરફથી સુખ દુઃખના પત્રો મળશે, પણ મને તો મારા આ કુકર્મથી મારા સગાં સ્નેહીઓ તરફના સુખ દુઃખના પત્રો વહેવાર પણ હંમેશને માટે બંધ થઇ જશે. તેમજ તેઓ જો મારૂં આ કુકર્મ જાણશે તો, મારા મૃત્યુની પણ તેઓને ખબર પડતાં, મારા માટે સ્નાન પણ કરશે નહિ! અત્યારે તો હું તમારા આશ્રયમાં સગાં કુટુંબીઓને તેમજ મારા ગસરાં અને ભાઇઓને કલંક લગાડી તમારી સાથે નાશી છુટી છું. હવે તમારેજ આ બંન્ને બાળકોને યોગ્ય શિક્ષણ અને ઉન્નતીના દ્વાર બનાવવાના છે, તમારેજ તેના પાલક પિતા તરીકે જગતમાં જાહેર થવાનું છે, જગત પણ તમારા માટે તેમજ મારા માટે નહિં બોલવાના બોલ બોલશે તો તમારે અને મારે તે જગતની બેધારી તલવાર ઉપર સમય વ્યતીત કરવાનો છે. જગતની નિંદા અને તિરસ્કારના શર આપણા અભેદ

શરીર રૂપી દેહ ઉપર છુટયાજ કરશે. તો તે સર્વ જગતની કુથલીઓ સહન કરી આપણે સમાજમાં ચાલવું છે. તમારો પણ મારા ઉપર અગાધ પ્રેમ છે; તો જરૂર કોઇ પણ કષ્ટે કે કાયદે અમને તમારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તજશો નહિ! અને હું પણ મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તમને ત્યજીશ નહિ. સંસાર ચક્રના ઉદય અને અસ્તની પાંખમાં આપણે આપણા દિવસો નિર્ગમન કરશું, તોજ આપણો અગાધ પ્રેમ પ્રાણ છે ત્યાં સુધી ટકી શકશે!" એમ કહી તે યૌવનાએ પોતાનો હાથ લંબાવીને પુરૂષના હસ્ત સાથે મેલવી એક બીજાઓ પરસ્પર મન વચન અને કર્મથી બંધાયાં. ઉપર પ્રમાણેનો વાર્તાલાપ તે યુવાન અને યૌવનાનો છેક અલૌકિક અને વિચિત્ર ઇન્દુલાલને જણાયો. તેને ચોકકસ જણાયું કે તે યૌવના થોડા વખત થયાજ વિધવા થઇ હોવી જોઇએ. તેઓની વાર્તાલાપ પરથી ઇન્દુલાલ સમજ્યો કે તે યૌવના અને યુવાનનો આ ગુપ્ત પ્રેમ તેના પતિની હયાતીમાંજ હોવો જોઇએ. તેમજ તે પુરૂષ સાથે અગાધ પ્રેમ થતાં, વળી વિધવા થતાં તે પુરૂષ અને સુંદરીને અલભ્ય લાભ મળ્યો. પ્રથમથીજ તે પુરૂષ વિકારી, સ્વછંદી અને શઠ હતો અને તે યૌવના વિધવા થતાં તેને સમજાવી, ફોસલાવી વિદેશ તરફ ગમન કર્યું. ઇન્દુલાલને સ્પષ્ટ જણાયું કે તે પુરૂષના અતુલ વિશ્વાસને લઇ તે સ્ત્રી પોતાના બાળકો સાથે આમ જગતની કે કુટુંબની પરવા રાખ્યા વગર વિનાશને પથે પ્રયાણ કરી રહી છે. ઇન્દુલાલને તે નીચ પુરૂષના આવાં કૃત્યથી ઘણું થઇ આવ્યું. અબળાઓને અધર્મને પથે દોરતા એ નર રાક્ષસો દેશના ધર્મ અને કર્મના વિનાશના સ્થંભો જણાયા, અને અંકુશ વગરની અબળાઓનાં છિદ્રો તાદ્રશ્ય થયાં.

ઇન્દુલાલ તુરત પારટીશનવાળા મકાનમાંથી નિકળી બહાર આવ્યા અને પોતાના બે માણસોને તે કુટુંબની ગુપ્ત સ્થિતિ જોવા બેસાડી, પોતે રાત્રિ વ્યતીત કરવા પોતાને બંગલે ગયા. પ્રભાતમાં ઇન્દુલાલ ફરી તેજ કુટુંબના દર્શનનો લાભ લેવા છ વાગ્યાની અંદર ધર્મશાળામાં દાખલ થયા. તુરત તે ગાઢ નિંદ્રા લેતું કુટુંબને જાગ્રત કરવામાં આવ્યું. પ્રથમ તો ઇન્દુલાલે બે ત્રણ તે યુવાનને પ્રશ્ન કર્યા, અને બે ચાર પ્રશ્નો તે યુવાન સાથેની યૌવનાને પણપુછયા. પણ તે સુંદરી પોતાના આવેશ અને હાવભાવો જુદાજ રૂપમાં બતાવવા સર્વ યત્ન આદરી રહી હતી; તો પણ તે શરમ અને મૃદ વિનીત શબ્દોથી તે ઉત્તર આપતી હતી. તેમજ તે કામિનીનું કમળ વદન પ્રફુલ્લ છતાં અત્યારે કેવળ વિલાયેલું જણાતું હતું અને શોક છાયા તેના ઉપર ફરી ગઇ હતી, ને આંસુના શેરડા પણ તેના કપોલ ભાગની ગુલાબી લાલીના ઉપર સરી રહયા હતા, તેમજ પોતાની સત્ય સ્થિતિને છુપાવવાનો શ્રમ લેતી આ યૌવના કાંઇક દુઃખમાં દબાયેલી છે એમ ઇન્દુલાલને જણાઇ આવ્યું. તે પુરૂષના પણ વાકય ચાતુર્યથી તેમજ તેના મુખાર્વિંદથી ઇન્દુલાલને જણાયું કે તે યુવાન વિશ્વાસઘાત કરી પોતાનું સાર્થક સાધશે તે છેક તેની મુખાકૃતી પર હતુંજ નહિ. આથી તેઓના દિવ્ય પ્રેમમાં વિક્ષેપ કરવો અને આમ એક હિંદુ કુટુંબને બંધન કરી તેઓની ઇજ્જત કમતી કરવી તે ઇન્દુલાલને અયોગ્ય લાગ્યું. અને એક શબ્દ પણ ન બોલતાં તુરત ચાલ્યા ગયા. ઇન્દુલાલની પણ શંકાનું સમાધાન થયું. અને ચોકકસ જણાયું કે યુવાન અને યૌવના બે બાળકો સાથે વિદેશમાં અધર્મને પંથે પ્રયાણ કરતાં અહિં રાત્રી માટેજ આશ્રય લીધો હતો. પ્રભાતમાં આ કુટુંબ પણ ઇશ્વર કૃપાએ ઇન્સપેકટરની દયાને પાત્ર થઇ બંધન

ન થતાં અમદાવાદ જવા માટે તુરત ઉપડી ચુક્યું. અને રાત્રીને દશ વાગ્યે અમદાવાદ ઉતરી પોતાને મથકે વિના વિઘ્ને પહોંચી ગયું.

*　　　　*　　　　*

આ વાતને દશ વર્ષના વહાણાં વાયાં, શેઠ ચંદુલાલ અને વિધવા ઉજમનો દંપતિને યોગ્ય વહેવાર હજી પણ વિના વિક્ષેપે ચાલ્યેજ જતો હતો સાથે લીધેલાં બન્ને બાળકોમાંના વિધાધર બાળક મટી યુવાન થયો. સુમિત્રા બાળકી મટી સોળ વર્ષની મુગ્ધા બની. વિધાધરે વીશ વર્ષની ઉમરમાં મુંબઇ યુનીવરસીટીની પરિક્ષા પસાર કરી. પોતાના અભ્યાસ દરમ્યાન વિધાધરને ગૃહઉપયોગી કોઇ પણ જાતની ખામી ન આવી હતી. પોતે હવે પુખ્ત ઉમરનો થયો હતો. તેમજ જ્ઞાની અને વિચારવંત થતાં ધીમે ધીમે તેને તેની જનનીના અને પોતાની સ્થીતીનું ભાન થયું. પોતાની માતાનું ચારિત્ર તેને અયોગ્ય વર્તનથી જણાવા લાગ્યું. તેની માતાના બદી રૂપી છિદ્રો દિવસે દિવસે વિશેષ ભયંકર રૂપ થઇ પડ્યાં, તેની માતાની આવી બદી ભરેલી વર્તણુંકને લઇ તેને સંસાર અસાર રૂપ થઇ પડયો, તેની માતાથી ગાંધર્વ પ્રેમ રાખનાર ચંદુલાલ શેઠ જેણે વિધાધરને યોગ્ય વિધાભ્યાસ આપી ઉછેરી મોટો કરી યોગ્ય ઉધમ વેપારમાં જોડયો. તેજ પિતા રૂપ ચંદુલાલ શેઠ અત્યારે વિધાધરને હળાહળ વિષ ભરેલા સર્પના રૂપમાં જોવામાં આવ્યો. તેની માતા જે મોહને વશ થઇને એક પર પુરૂષ સાથે ગાંધર્વ પ્રેમની પવૃતી કરી રહી હતી તે માટે તેને પરિતાપજનક પશ્ચાતાપ થવા માંડયો વિધાધરને એવું હ્રદય દાહક ભાન થવા લાગ્યું કે તેની માતાએ મહા પાપ કર્યું છે. વળી તેના કુટુંબની ઉચ્ચ જ્ઞાતીને લઇ, સગાં

સંબંધીઓ અને સ્નેહીઓમાં પણ નિંદા, તિરસ્કાર અને અશોક આશ્ચર્યની વાતો થવા લાગી. વિદ્યાધરના બે ચાર મિત્રોએ પણ ગુપ્ત સંકેતથી વિધાધરને ખુલ્લું જણાવ્યું કે તે લંપટ પુરૂષ ચંદુલાલ શેઠને તમારે ત્યાં આવતો બંધ કરો, પણ વિધાધરમાં એ દૈવી બળ ન હતું, તેનામાં એ શક્તિ ન હતી તેનામાં શુધ્ધ આત્મબળ ન હતું કે તે લંપટ પુરૂષને અને તેની વ્યભીચારણી માતાને યોગ્ય શિક્ષા કરી કાબુમાં કે અંકુશમાં તેની માતાને લાવી શકે. વિશેષમાં ગૃહની સર્વ સત્તા તેની માતાને આધીન હતી. આથી આ સર્વ અનિતિ અને બદી ભરેલા ગૃહને સહન શિલતા ધરી ચલાવતે ગયો. યોગ્ય વિદ્યાભ્યાસને લઇ એક દેશી વિમા કંપનીમાં એજંટની જગા મળી આથી હવે તેને તેની માતા કે તેના ગાંધર્વ પિતા તરફથી મદદની જરૂર હતીજ નહિ. છતાં એક દીર્ઘ આશાએ પોતાની કલંક રૂપ જીંદગી વ્યતીત કરતો ગયો અને તેની આજ્ઞા પ્રમાણેજ નિત્ય વર્તતો આવતો હતે આથી તેઓનાં વર્તન માટે કંઇ સંભળાવતો નહિ. યોગ્ય ધંધો મળતાં વિધાધરે સ્વઆશ્રયી થઇ પોતાના દિવસો નિર્ગમન કરવા ધાર્યું, અને ચંદુલાલ શેઠ તરફથી મળતો આશ્રય ધીમે ધીમે તજી દીધો વિધાધર મોટો થતાં ચંદુલાલ શેઠને વિઘ્ન રૂપ થઇ પડયો. વિધાધરની હાજરીમાં હવે મોજ શોખ અને વિલાસી જીવન મલતું અટકી ગયુ. અને હમેશની માફક રાત્રી દિવસ વિધાધરને ત્યાંજ પડયું રહેવાનું હવે દિવસે દિવસે ભયંકર રૂપ વિધાધર મોટો થતા ચંદુલાલને થઇ પડયું.

ચંદુલાલ શેઠ ડાહી ડાહી વાતો કરતા અને સુધારક પણાનો દાવો રાખતા. અધિકારીઓ તથા નવા વિચારના માણસો આગળ

તેઓ નાત વરાના રિવાજને આચાર તેમજ વિચારથી નાપસંદ કરનારા સુગ્ન તરીકે પોતાને પરખાવતા. આથી લોકોમાં સુધારકો તેમને સુધારક અને જુના વિચારના માણસો તેમને જુના વિચારના જાણતા તેમનું જીવન લોકોપયોગી એટલે સઉ કોઇને પ્રત્યે આકર્ષક હતું, મોહક હતું આથી સંસારીક અને માનસિક ઉપાધીઓવાળા ચંદુલાલ શેઠની સલાહના ટેકો પ્રથમ લેતા, અને તેની વાતને પહેલો મત આપતા. વિશેષમાં ચંદુલાલ શેઠ પોતાના દેવદારીઆ વભા ઉપરાંતું વારનિશ તે જરીક પણ ઝાંખુ પડવા દેતા નહિ એવી તેમની કુશળતા હતી. પોતાની પ્રતિષ્ટા પણ થોડે ખર્ચે ઘણી થાય તેવાં લોકોપયોગી કાર્યોમાં તેઓ ભાગ લેતા, સઉની સાથે "હાજી" મંત્રના પ્રભાવે મળતા રહેતા, અને સર્વને ગોળ ગોળ અને ગળી સલાહ આપતા; તેમાં વિશેષ બોલાપણું અને મધુર ભાષીપણું ઉમેરી તે ગામ-ડાહ્યા અને સર્વજન પ્રિય થઇ પડ્યા હતા. આમાં તેઓ શેઠ એમ સમજતા કે આપણે દુનિઆની આંખમાં અંજન નાખીને આપણી ગૃહસ્થાઇ અને દુર્ગુણો નિભાવીએ છીએ; પરંતુ આમ જગતને ઠગનાર માણસથી જગતને હાની થતી નથી, પણ આ પ્રમાણે ઠગનાર માણસ પોતેજ ચારે તરફથી ઠગાય છે, એવી તેને ખબર નહતી. વિશેષમાં ચદુલાલ શેઠ "મુખમા રામ બગલમાં છુરી" નો મહા મંત્ર ભણેલા હતા તેમજ પ્રખ્યાત ઠગ ભગત હતા અને તેથી વિશેષ જે કહો તે શેઠ ચંદુલાલ ઘણાજ વિદ્વાન, સંસાર સુધારક. ગંભીર વકતા રાજનિતિ વિચિક્ષણ, વિલક્ષણ ઐશ્વર્યવાળા, અનુભવને શિખરે પહોંચેલા સર્વ વિષયમાં સલાહ આપવાને સમર્થ, માણસના પારખુ, સર્વના મનની વાત જાણનાર. ચમત્કારિક વિદ્યા કલાના સાગર, વિગેરે વિગેરે જે કાઇ કહો તે હતા. આ વિશ્વમાં

એમનો બોજ કોઇ ઉથાપે નહિ એવી એમની માજા બધાઇ ગઇ હતી. પણ તે સમય જતો ગયો. તેમ એ માજાનો બોજ વધતો ગયો તે એટલે સુધી કે અમુક મર્યાદા લગી તો આપણા ચંદુલાલ શેઠની પણ ભારે ખમતા વધતી ગઇ. પણ એ ભારેખમપણું તે મર્યાદાએ પહોંચ્યા પછી તો ધીમે ધીમે પોતાનાજ ભારથી નમી પડવાની સ્થિતિમાં આવવા લાગ્યું. દિવસે દિવસે નિરૂધમી આળસાઇ અને વિલાસી જીવનમાં પડતાં હવે તો છેક તેની આર્થિક સ્થિતિ પણ નિર્બળ થઇ પડી હતી. અને એવી ગરીબાઇ પ્રાપ્ત થઇ ગઇ કે જે કુટુંબને આજ સુધી પોતે આશ્રય આપતાજ આવ્યા તેજ કુટુંબનો આશ્રય લેવો પડયો. અને તેનીજ કૃપા પાત્રે પોતાનો જીવન નિર્વાહ નીભાવવો પડતો, આવી છેક અધમ સ્થિતિનું પરિવર્તન થઇ ગયું હતુ, છતાં પણ ચંદુલાલ શેઠ વિદ્યાધરને હજી સુધી પણ નિર્જીવ રમકડું ગણી વિદ્યાધરને ગણકારતા નહિ. વિદ્યાધરને પણ યોગ્ય નોકરી દેશી વિમા કંપનીમાં મળતાં તેને પણ ફુરસદ કોઇકજ વખત મળતી. કે જેથી પોતાના ગૃહનો વ્યય યોગ્ય રીતે કરી શકે. વિદ્યાધર ધંધે વળગતાં ચંદુલાલ શેઠને અલભ્ય લાભ થયો વિદ્યાધરની ઘરે ગેરહાજરીનો લાભ લઇ પોતે "અમર્યાદીત" શુદ્ધ પ્રેમનો ઉજમથી પાઠ ભજવતા, અને ઉજમ અને વિદ્યાધરનેજ પૈસે મોજ શોખ અને તાગડ ધિન્ના આદરતા અને વિદ્યાધરનું ઘરે આગમન થવા પહેલા અડધો કલાક વિદાયગિરિ લેતા. વિદ્યાધરને તેના મિત્રોએ તેની માતાના ચારિત્રની વાત ગુપ્ત સંકેતથી કરી પણ હતી. પણ મનની એક મહાન આશાએ મૌન રહેતો વિદ્યાધરની બે દીર્ઘ આશાઓ હતી. એક તો પોતાની સહોદરા સુમિત્રાનું વેવીશાળ પોતાનીજ જ્ઞાતીના કોઇ સુશીક્ષીત યુવક સાથે કરાવી લેવું.

અને બીજી આશા વિદ્યાધરની એ હતી કે પોતે પણ યોગ્ય ઉમરનો થતાં પોતાનીજ જ્ઞાતીની બાળા સાથે પાણી ગ્રહણ કરી સંસાર નૌકામાં વહન કરવું. ઇશ્વર ઇચ્છાએ તેની એ આશાઓ ફળી પણ ખરી અને એક વર્ષમાં પોતાની સહોદરા સુમિત્રાનું અને પોતાનું લગ્ન વિના વિઘ્ને પોતાનીજ જ્ઞાતીમાં ઉકેલી લીધું. સુમિત્રાનુ વેવિશાળ થતાં સાસરે સીધાવી. અને આ બાજુ વિદ્યાધરની પત્ની ગુણલક્ષ્મીનું તેજ ઘરમાં આગમન થયું. ગુણલક્ષ્મી ડાહી શાંત અને સરળ સ્વભાવની હતી. અને પોતાના પતિ તરફ સંસારીક ભાવથી નહિ પણ શુદ્ધ પ્રેમ ભાવથી નીહાળી શુદ્ધ પતિવ્રત પાળતી. પતિની આર્થિક સ્થિતિ જોઇ, તે તપાસી ગૃહ વહેવાર ઉત્તમ અને યોગ્ય કરકસરના નિયમોથી ચલાવતી. આવી શાંત અને સરળ સ્વભાવની ગુણલક્ષ્મીને જયારે તેના સાસુનો ચંદુલાલ શેઠ સાથેનો "ભવાડો" તાદ્રશ્ય થયો ત્યારે તેના શરીરના એકેએક રોમાંચ ઉભાં થઇ ગયાં અને આ દુષ્ટા સાસુથી જુદી રહેવા માટે વિદ્યાધરને સલાહ આપી. વિદ્યાધરને પણ ચોકખું જણાવતી કે "સર્પવાળા ઘરમાં રહેવું પણ જોખમ ભરેલું છે" જે પુરૂષ સર્પ રૂપે તમારી માતાનેજ ડંશી રહયો છે, ને કોઇ વખત આપણા કુટુંબની અન્ય સ્ત્રીઓને પણ ડંશ કરવા તત્પર થાય. માટે એ વિષય ભરેલા હળાહળ ઝેરથી નિતરતા સર્પને તમો આવતાજ આપણે ત્યાં બંધ કરો!"

વિદ્યાધરે આ બાજુ તેને અટકાવવા તેમજ ઘરે આવવા નહિ દેવા માટે અગાધ પરિશ્રમ કર્યો પણ તેની માતા એકની બે થઇ નહિ ઉલટુ તેને અટકાવવાથી ઘરમાં કલેશ, અશાંતિના બીજ

રોપાયાં. ઉલટી તેની માતુશ્રી ચંદુલાલનો અવર જવર અટકાવતાં આત્મ હત્યા કરવા તત્પર થઇ! ગૃહમાં હંમેશ કલેશ અને અશાંતિનો દિન પ્રતિદીન વધારો થતોજ ગયો. વિદ્યાધર અને ગુણલક્ષ્મી પણ ઉજમબાઇનો અવર્ણનિય પ્રેમ ચંદુલાલ તરફનો જોઇ છેક વિસ્મય પામ્યાં, અને હવે તો વિદ્યાધરને ચોકખું ઉજમબાઇએ છેલ્લું જણાવ્યું કે "ચંદુલાલ શેઠને ઘરે આવતો અટકાવશો કે તમો અમારાથી વિમુકત થઇ રહેશો તો ચોકકસ હું આત્મહત્યાજ કરીશ!" બિચારો વિદ્યાધર તેની માતાની આવી ચેતવણીથી ડરી ગયો પોતાની આશા પાર પાડવા નિષ્ફળ નિવડયો અને પોતાના મનમાંજ ચંદુલાલને તિલાંજલી અર્પવાની મહત્વકાંક્ષા દબાવીજ દીધી. ગૃહ કલેશ, અશાંતિ, ફજેતી અને હાની થતી જોઇ વિદ્યાધરને તેની માતાના મતને હંમેશને માટે અનુસરવું પડયું. અને છેક કલંકીત જીંદગી કર્મયોગે તેની માતા સાથે રહીનેજ ગાળવી પડી.

* * *

આજ પાંચ વર્ષ થયાં ઇન્દુલાલ ઇન્સપેકટરની નીમણુંક અમદાવાદ ખાતે થઇ હતી. અચાનક એક વખત વિદ્યાધર અને ઇન્દુલાલને સ્ટેશનથી ભદ્ર જતી મોટર લોરીમાં એકજ સીટ ઉપર સ્થાન મલ્યું. વિદ્યાધરનું નિસ્તેજ મુખારવિંદ જોઇ ઇન્દુલાલે કહયું "તમો જે પરિશ્રમ કરો છો, તે નિરર્થક છે અને તમો તેમાં જીત મેળવી શકશો નહિ! કારણ કે જે ગૃહોમાં સત્તા સ્ત્રીઓને આધીન હોય છે, જે ગૃહમાં પુરૂષ વર્ગ શરમાળ આત્મબળ વગરનો, વિચાર શકિત વગરનો અને બાયલો હોય છે, જે ગૃહોમાં કુળની મર્યાદા રૂપ નીતિ અને આબરૂને બદલે ઇર્ષા, દવેષ અને કુસંપનું સામ્રાજ્ય

હોય છે, જે ગૃહોમાં ગૃહસંસારની રીતિ નિયમિત બંધાય નથી ત્યાંજ આવીજ અશાન્તિ-આવુંજ દુઃખ-આવોજ ક્લેશ અને આવોજ ગૃહને ખરાબ ગણાવનારો ભવાડો પ્રત્યક્ષ થાય છે!" આ હૃદય ભેદક શબ્દો સંભળાવી ચંન્દુલાલ ભદ્ર આવતાં વિદ્યાધરથી જુદા પડયા.

* * *

એ પુણ્યાત્માઓ વિદ્યાધર અને ગુણલક્ષ્મીની હૃદયની નીકળતી ઉષ્ણ જવાળાઓએ હરાહરા વિષયથી નીતરતા ચંદુલાલને ટુંક સમયમાં વિસ્ફોટકના અસાધ્ય ચેપી રોગના પંજામાં જકડાવી દઇ, જીવન દિપક નષ્ટ કરાવી દીધો! અને તેની પ્રેમ પ્રતિમાને પણ વાન પ્રસ્થ અંગીકાર કરાવી શુદ્ધિ અર્થે તિર્થ ધામ તરફ આદ્રશ્ય કરી દીધી!



# સંસાર યાત્રા.



સાંજ પડવા આવી હતી. વરસાદની એક ઝડી હમણાંજ વરસી ગઇ હતી એટલે ભુમિ ઠંડી પડી હતી, ગ્રીષ્મની ભેગી કરેલી ઉષ્મા ઠંડી કરવાનો વર્ષા પ્રયત્ન કરી રહી હતી. આવા શાંત વાતાવરણમાં મારા મકાનની વિશાળ પડતી અટારીમાં બેસી હું એકાન્તમાં "સાંજ વર્તમાન" વાંચતો હતો, એટલામાં કોઇનો પગરવ મારા મકાનમાં મને સાંભળવામાં આવ્યો અને પાછળ જોઉં તો એક નિસ્તેજ વ્યક્તી મારી તરફ ધીમે પગલે આવતી હતી, નજીક આવતાં જણાયું કે તેજ વ્યકતિ "રમણીક" એક હાથમાં જરૂરના કાગળો લઇ મને સોંપવા આવતો હતો. અને પત્રો આપતાં તેને સામે ખાલી પડેલ ખુરશી ઉપર સ્થાન આપ્યું. મારી ઓફીસમાં કામ કરતા કલાર્કો દરમ્યાન, જો નિસ્તેજ હાસ્ય વગરની અને નિર્બળ અને પિળાશ પડતું વદન ધરાવતી વ્યકતી હોય તો આ એકજ હતી. આજ ઘણા વખતથી હું રમણીકને હંમેશ નિસ્તેજ, હાસ્ય હિન અને દુર્બળ જોતોજ આવતો, મને જરૂર શંકા હતી કે તે કોઇ માનસિક કે સંસારીક ઉપાધીમાં પડેલ છે, પણ તેને તે માટે પ્રશ્ન પુછવા અટકતો, અને મારી પ્રશ્ન પુછવાની ઉર્મીઓને દબાવી દેતો. મારી નીચે કામ કરનારા માણસોથી હું કામથી કામ રાખતો. આથી કોઇને પ્રશ્ન પુછી અસભ્યતાની હદ ઓળંગી જવા જેવું થાય તેથી મૌન રહેતો.

આજ એકાન્ત હતી. રમણીક પણ કોઇ દિવસ નહિ ને આજેજ અચાનક મારા મકાને આવ્યો, આવો અલભ્ય લાભ મળતાં,

હિંમતથી રમણીકને પુછયું. રમણીક કેમ તું દિવસે દિવસે નિસ્તેજ થતો રહે છે તને શું દુઃખ આવી પડયું છે! જરૂર કોઇ માનસિક આર્થિક કે સંસારીક મુંઝવણ હશે તો જરૂર મારાથી બનતું કરી તને મદદ કરીશ!" મારા આ શબ્દોથી તેનામાં હિંમત આવી અને જરા વિચાર કરી ખીન હ્રદયે બોલ્યો. "આપને હજી સંસારીક ઉપાધીઓનો જરા પણ ખ્યાલ નથી! આથી આ વાત તમોને કહી કરી મને ફાયદો થવાનોજ નથી; છતાં જયારે હું તમારો આશ્રયી છું. અને તમો મારા માટે આટલી બધી મારી ઉપાધી જાણવાની આતુરતા રાખો છો, એ આપ શ્રીમંતને મારા જેવા સેવક ઉપર અગાધ અમી પ્રેમ દર્શાવે તેમ છે છતાં તમારી આવી હઠ છે તો જરૂર સાંભળો:—

'મારી દશ વર્ષની ઉમર થતાં મારા પિતાનો સ્વર્ગવાસ થયો. મારી નાની ઉમરમાં એમનુ અવસાન થતાં મારા ઘરનો સર્વ કારભાર તેમજ ઉદર પોષણનો આધાર મારી માતા ઉપર આવી પડયો અમારી આર્થિક સ્થિતિ તે વખતે નિર્બળ હતી. મારા પિતાનુ થોડુ ઘણું ધન ઉપાર્જન કરેલ, તે તો ફકત એક વર્ષમાંજ અમારા ઉદાર નિર્વાહમાં ખલાસ થયું! આથી મારી માતાએ તે વખતે અનેક કષ્ટ વેઠી ઘરનું ઉદાર નિર્વાહ પણ ચાલુ રાખ્યું, અને મને પણ અભ્યાસમાં જોડાવા પ્રયત્ન કર્યો મારી માતા જન્મથી સંસ્કારીક અને ઉચ્ચ કુળની હતી આથી મારી ઉન્નતીનો તેમજ મારો કુટુંબનો આધાર વિદ્યાભ્યાસથીજ છે એમ સમજી મારી માતાએ ગમે તે કષ્ટે મને અંગ્રેજી અભ્યાસ પણ ચાલુ રખાવ્યો. આ પરમાત્માની કૃપાથી હું મુંબઇ યુનીવરસીટીની મેટ્રીકની પરિક્ષામાં પાસ થયો. જન્મથીજ મારા ચક્ષુઓ નિસ્તેજ અને નિર્બળ

હતાં આથી કોલેજમાં અહોરાત્રના થતા ઉજાગરા વાંચન માટે મને અનુકુળ આવ્યા નહિ. મારી માતા તો યોગ્ય લાગે ત્યાં સુધી અભ્યાસ કરાવવા પ્રયત્ન કરતી પણ પ્રિવિયસના કલાસમાં જતાં મેં મારી જનનીને જણાવી દીધું. "માતા આ મારાં ચક્ષુઓ નિર્બળ છે નિસ્તેજ છે, અને હવે હું વધુ પડતો અભ્યાસ કરીશ તો જરૂર મારી આંખોને હાની થવા રૂપ છે. અને મારી નાની ઉમરમાંજ અંધાપો આવતા વળી આપને અનેક કષ્ટો આવા પડશે. તેમજ મેં પણ જરૂર જેટલો યોગ્ય વિદ્યાભ્યાસ લીધો છે તો જરૂર તમો હવે ગૃહનો સર્વ કારભાર છોડી દેશો." મારી માતાએ પણ મારા મતને ટેકો આપ્યો અને ત્યારથી મેં વિદ્યાભ્યાસ છોડી, જીવન નિર્વાહ માટે વેપાર ઉદ્યોગમાં જોડાણો લગભગ વીસ વર્ષની ઉમર થતાં, મેં એક મારીજ જ્ઞાતિની સુશિક્ષિત કન્યાનું પાણી ગ્રહણ કર્યું. અગ્નિ, ધરૂવ, અને સુર્યની સામે મેં તેનું ઉદર પોષણ અને રક્ષણનું વચન આપ્યું. દેશમાં પડી રહી નિસ્તેજ જીવન ગાળવુ. તે કરતાં કોઇ પણ શહેરમાં જઇ ઉદર પોષણ કરવું એ વિચારે હું મારી નાની બ્હેન, માતા અને ધર્મ પત્ની દેશમાંથી ઉપડી રંગુન આવ્યાં. યોગ્ય વિદ્યાભ્યાસને લઇ અહિં વિના વિલંબે વેપાર ઉદ્યોગમાં જોડાતાં જરા પણ તકલીફ પડી નહી. મારી માતા ઘણી વખત મારી ધર્મ પત્નીના વખાણ મારી પાસે કરતી અને તેની સેવા અને ગૃહ કાર્યમાં કુશળતાનું વર્ણન મારી પાસે આલેખી સંતોષ તેમજ આનંદ પામતી મારી બ્હેન સવિતા મારાથી દશ વર્ષ નાની હતી. તેના નામ પ્રમાણુજ ગુણુ હતા શાંતિ ધૈર્યતા તેમજ હાસ્ય મય મુખડું જોનારને તેમજ સંસર્ગમાં આવેલને પણ આનંદ પ્રિય થઇ પડયું હતું. ગમે તે હોય પણ રંગુન આવ્યા પછી મારી

માતાની વૃત્તીમાં પરિવર્તન થયું હતું પછી ગમે તે હોય, વૃદ્ધાવસ્થાને લીધે કે દેશની સ્થિતિને લઇને કે કોઇ દૈવી કોપને લીધે ગમે તે કહો પણ રંગુનમાં આવતાં મારી માતાના જીવનમાં આશ્ચર્ય-કારક પરિવર્તન થયું હતું. અને તેના સહવાસમાં પડેલા તેનામાં સ્પષ્ટ ઇર્ષા, ક્રોધ અને અદેખાઇ જોઇ શકતા. સ્હાંજે નોકરી ઉપરથી ગૃહે આવી જયારે હું જમવા બેસતો ત્યારે મારી એજ માતા જે મારી ધર્મ પત્નીની કુથલી, અદેખાઇ અને તેનો આરેલો અપરાધ અને તેના અવગુણોનો પાઠ, હું જમી લઉં ત્યાં સુધી મારી સામેજ બેસી કર્યા કરતી. હવે એજ શાંત માતાનું જીવન કલહ પ્રિય થઇ પડયું હતું સવાર અને સાંજ એક વખત તો સાસુ વહુને ઘરમાં કલેશ થયોજ હોય. મારી સહોદરા સવિતાએ પણ મને બે ચાર વખત માતુશ્રીની અનહદ મારી ધર્મ પત્નીથી વર્તાયેલી વર્તણુંકનું બ્યાન કર્યું હતું, પણ હું કાંઇ પણ જાણ્યા વગર તે તરફ લક્ષ આપતો નહિ. એક વખત રાત્રે હું ઘરે આવ્યો, અને મારા શયન ખંડમાં જાઉં તો મારી ધર્મ પત્ની રૂદન કરતી હતી! મેં તેને શાંત પાડી આશ્વાસન આપ્યું. અને તેણે એટલુંજ કહ્યું. "નાથ આ તમો હવે અયોગ્ય કરો છો! આ ઘરમાં આપણે રહેવાને યોગ્ય નથી આ તમારા વૈભવ વિલાસ કરતાં પણ સુકો રોટલો તમારી માતાથી જુદા થતાં મને વધારે પ્રિય લાગશે! હવે મારૂં કલેશમય જીવન આ ગૃહ સંસારમાં પડવા ના પાડે છે. તમારી માતુશ્રીની અવર્તણુકની હદ આવી રહી છે?" હજી મને એ સુઝ્યી ન હતી હજી હું સંસયમાં પડતો અને આ ગૃહ કલેશમાં કોણ સત્ય છે તે જોવાની કે તપાસવાની મારી શકતી ન હતી! શયન ખંડમાં થતી આ વાર્તાલાપથી મારી સહોદરા સવીતા ચકોરી અને શાંત હતી;

તે તુરત અમારા શયન ખંડમાં આવી અને મને કહેવા લાગી. "ભાઇ હવે તો હદ થાય છે, તમો ક્યાં સુધી ધીરજ કે સહનશિલતા રાખ્યેજ જશો!" "બ્હેન જેણે મને અનેક કષ્ટ આપી વિદ્યાભ્યાસ આપ્યો તે મારી જનની કોઈ પણ દિવસ અસત્ય બોલેજ નહિ! તેના તરફ મારે તેની કોઇ પણ વાતમાં વચ્ચે પડાય નહિ! તેમ મારે તેના તરફ શંકાશિલ નજરે જોવાય પણ નહિ! છતાં તારૂં કહયું માનવા હું યોગ્ય બંદોબસ્તના પગલાં હવે ભરીશ?" આમ કહી મેં મારી બ્હેનને શાંત પાડી. "ભાઇ તમારૂં જેણે સારૂ કર્યું તમારી ઉન્નતી કરી તમને યોગ્ય વિદ્યાભ્યાસ અપાવ્યો તેને માટે જો રાજી રાખવા તમો કોઇ નિરાધાર અને દુઃખથી રીબાતી અબળાને દુઃખીજ થવા દઈ રીબાવા ઇચ્છતા હો તો તમો અને તમારી માતુશ્રી બન્ને ઇશ્વરના ગુનેગાર છો, આમ તમારી માતાને રાજી રાખવા તમો એક અબળાને કષ્ટ પડવા આપો છો, તે ખરેખર તમારા વધુ પડતા વિદ્યાભ્યાસને કલંક રૂપ છે?" આમ કઠોર શબ્દથી મને વીંધી તે બહેન શયનખંડથી બહાર ચાલી ગઇ.

મારી સ્નેહશીલા જનનીના કથનમાં અવિશ્વાસની દ્રષ્ટિથી જોતાં, હિંદુ સંસારમાં નવ વધુઓ ઉપર સાસુઓના અત્યાચારનો વિચાર કરતાં, અને ટુંકામાં મારી ધર્મ પત્ની અને પુજ્ય માતુશ્રીના ક્લેશમાં કોણ સત્ય છે તે જાણવા હું અજ્ઞાત હતો. આવી રીતે ક્લેશ યુકત ગૃહ સંસાર લગભગ એક વર્ષ ચાલ્યો હશે, મારી સ્ત્રી તેમ મારી જનનીના કલેશનો અધાપી અંત આવ્યો ન હતો; માત્ર એટલુંજ નહિ પણ દિવસે દિવસે કલેશમાં વધારો થતોજ જતો હતો. મારી સ્ત્રીએ અને મારી બહેને મને જે વિષયોનો વિચાર કરવાનું માર્મિક સુચન કર્યું હતું, તે બાબતનો મેં હજી સુધી વિચાર કર્યો ન હતો.

એક વખતે કાંઇ કામ પ્રસંગે એક રાત્રે મારે અચાનક બહાર જવું પડયું. આવો એકાન્તનો મારા શયન ખંડનો લાભ લઇ મારી ધર્મ પત્નીએ મારા શયન ખંડમાં જઇ, મારા પલંગના છત્ર ઉપર સુતરની દોરી નાખી ગળો ફાંસો ખાઇ આત્મ હત્યા કરી! એ દિવસ મારા માટે અતિશય ભયાનક નીવડયો હતો; એ દિવસે મારી ધર્મ પત્નીએ પોતાના દુઃખમય જીવનનો અંત આણ્યો હતો. પતિથી અન્યાય મળેલ અબળાએ આત્મ હત્યા કરી હતી! આ ઘટનાથી મારી માતુશ્રીના હૃદય પર કોઇ પણ પ્રકારની જાણવા જેવી અસર થઇ ન હતી. બીજે દિવસે શયન ખંડમાંથી મારા પલંગ નીચે એક કાગળ મલી આવ્યો તેમાં આ પ્રમાણે લખ્યું હતું:—

પ્રિય સ્વામીનાથ,

તમારી માતુશ્રીના થયેલા અચાનક ફેરફારને લઇ. ઘરમાં હમેશ કલેશ થતો હતો, ને એટલી હદ સુધી કે કોઇ કોઇ વખત આ કલેશને લઇ જમવા પણ ન મળતું. તમોને મારી આર્વા સ્થીતી જણાવવા મેં બે ત્રણ વખત તે રાત્રે તમોને કીધેલું પણ હતું. પણ તમોએ તે વાત લક્ષ બહાર કાઢી નાખી! આ વિષયમાં હું હંમેશ સત્ય હતી; અને જો આપને મારા ઉપર અવિશ્વાસ આ વાતનો આવતો હોય તો આપની બહેન સવિતાને પુછી જોશો, મેં તમોને પ્રાર્થના ઘણી વખત કરી કે મારે માટે જુદી વ્યવસ્થા કરી આપો પણ તમોએ તે લક્ષમાં લીધુંજ નહિ. એક મનુષ્ય તરીકે તમે તમારી પત્નીને અન્યાય આપ્યો છે તમારેજ પાપે મારે અકાલે આત્મ વિસર્જન કરવું પડયું તમારા જેવા નિર્માલ્ય અને બાવડીયા યુવકોથી દેશનું કાંઇ પણ હિત સાધન થઇ શકે તેમ નથી.

તમારી ધર્મ પત્નીની પ્રાચીન પદવી ન આપતાં, મારો યોગ્ય હક લુંટી લીધો, તો તમારા પોતાના હકો પણ લુંટાઇ જશે. તમારી પદવીને પણ તમો ભ્રષ્ટ કરશો અને તમારા દેશને પણ ભ્રષ્ટ કરશો. ઓએ મને નિખાલસ હૃદયની સહાયક મિત્ર માની ન હતી, પણ એક ગુલામડીજ ગણી હતી. આથી તમો પણ ગુલામગીરીના બંધનથી મુક્ત થવાના નથી. હશે-થવાનું હતું તે થઇ ગયું ભવિષ્યમાં જો બીજું લગ્ન કરો તો આ વિષયનો વિચાર કરશો. સંસાર યાત્રાની સમાપ્તિની વેળાયે આ સત્ય પરંતુ કડુવાણીનો પ્રયોગ કરવા માટે ક્ષમાની પ્રાર્થના કરતી હું છું,

તમારી ધર્મ પત્ની.

આ હૃદયભેદક કાગળ વાંચતાં મારી આંખમાંથી પણ આંસુની ધારા ચાલી અને તે પત્રના દરેક અક્ષરને તેનું સ્મારક ગણી મારા હૃદયમાં સ્થાન આપ્યું. "મારી પત્નીના અકાળ અવસાનને લઇ વિશેષ પડતી માઠી અસર થઇ હોય તો મારી સહોદરા સવિતાનેજ થઇ હતી! મારી પત્નીના અવસાન પછી મેં કદિ તેનામાં હાસ્ય જોયુંજ નહિ, દિવસે દિવસે નિર્બળ અને નિસ્તેજ થતી જણાઇ. એક બે ડોકટરોની સલાહથી મને જણાઇ આવ્યું કે જેનો ઔષધ ઉપચાર ન થઇ શકે તેવા મહાન "ક્ષય" રોગના પંજામાં તે સપડાણી હતી આથી મને ચોક્કસ જણાઇ આવ્યું કે મારી પત્નીના વિરહને લઇ આ અસાધ્ય રોગને ભોગ બની હશે મારી સહોદરાનો મારી પત્ની સાથે સખ્ય ભાવ થઇ ગએલ હોવાથી, જાણેકે પોતાની સખીને મળવાની ઇચ્છા થઇ હોય તેમ તેણે પણ ગયે દિવસે રાત્રે

આત્મ વિસર્જન કર્યું !" અને એ બંન્ને રમ્ય મુર્તિઓ, મારી આંખથી હંમેશને માટે એક માસમાં અલોપ થઇ !

*　　　　*　　　　*

સંસાર સાગરની ભિષણુતા ભરેલી મામુલી જીવન નૌકામાં વિહાર કરતા રમણીકની આ હૃદય ભેદક ધટના સાંભળી રાત્રી થતાં મેં પણ વિદાયગીરી અર્પી.



# કર્મયોગ.



દિપોત્સવીના મંગળ પર્વ વિત્યાને એક દિવસ થયા હતા. આજે ગમે તે યોગે મારી પેઢીના મુખ્ય ભાગીદાર તેમજ શેઠ પાનાચંદને ગયા વર્ષની લેવડ દેવડના હિસાબના આંકડાઓ તપાસવાના હતા જેથી હું પણ સવારમાં આઠ વાગ્યામાં પેઢી ઉપર આજે દાખલ થયો. અને અડધોક કલાકમાં આંકડાઓ મેળવી કામ પુરૂં કરૂં છું, ત્યાં મારા શેઠ પાનાચંદનું પેઢી ઉપર આગમન થયું. પંદરેક મિનિટ વર્તમાન પેપરો તરફ જરા નિરક્ષણ કરી તુરત ટેબલ ઉપર મુકેલા આંકડાઓ તપાસવા શરૂ કર્યા વાંચતા વાંચતા અમુક રકમના આંકડાની રકમ ખર્ચમાં વિશેષ જણાતાં તુરત મને ગંભીર મુખ મુદ્રાએ કહ્યું :—"મેતાજી આ વર્ષ તો હવે મારે માણસો કમતી કરવાં છે, કામ થોડું ને માણસો વધુ. હવે તો આ ખર્ચ મારાથી ઉપડે તેમ નથી!" મેં પણ શેઠને તે વખતની ગંભીર મુખ મુદ્રા જોઇ, વખતને અનુકુળ "બહુ સારૂં" એટલોજ જવાબ આપ્યો. આજ મારે અને શેઠને સદભાગ્યે એકાંત હતી. આજ અમારી પેઢીના બે ગુમાસ્તાઓ પણ કામને લઇ બહાર ગયેલા હતા, વિશેષમાં શેઠનું માથું ખાતા, શેર બ્રોકરો અને દલાલો અને બીજા અન્ય વેપારીઓનાં હજી સુધી પેઢીમાં દર્શન થયાં ન હતાં, અને સર્વ વાતાવરણ શાંત હતું. આવી મારી અને શેઠની એકાંત સ્થિતિ જોઇ, મેં હિંમતથી શેઠને હસ્તે મુખે કહ્યું. "શેઠ દિવાળી ગયાને પણ એક દિવસ થઇ ગયા પણ હજી અમોને પેઢી તરફથી આ વખતે બે પાંચની રકમ પાઘડી તરીકે મળી નથી તેમજ

આજ ત્રણ વર્ષ તમારી પેઢીમાં મને મેતાજીની નોકરી કરતાં થયા પણ હજી તેજ પગાર મળતો આવે છે. માટે બે, પાંચનો કાંઇ પગારમાં વધારો થાય તો વિશેષ સારૂ " આમ કહેતા હું મૌન રહ્યો મારા પ્રશ્નનો ઉત્તર જરૂર મારા લાભમાં આપત નહિ એમ મને અનુમાન થયું, શેઠનું ક્રોધીત મુખાર્વીંદ જરૂર મને બે ચાર વાક્ પ્રહારો સાંભળવા પ્રેરત, પણ વેળા મારાં તે વખતના સદ્‌ભાગ્યે કે શેઠ મારા આ પ્રશ્નનો ઉત્તર આપે તે પહેલાંજ પોસ્ટ મેન પેઢીની ટપાલ લઇ પેઢીમાં દાખલ થયો. આથી તુરત પોસ્ટ લઇ શેઠ પણ પેઢી ઉપરના રહેઠાણ તરફ જતાં " મેતાજી જોશું " એટલુંજ કહેતાં વિદાય થયા. શેઠની વિદાયગીરી થતાં, હું પણ ચોપડાઓ એક બાજુ મુકી મારા ઉદાર શેઠની રૂપરેખાના વિચારમાં પડી ગયો. અને મેં પણ શેઠને બે પાંચની પ્રાપ્તીના લાભને લઇ આવો પ્રશ્ન કર્યો તે બદલ પસ્તાવા લાગ્યો. અમારા શેઠ પાનાચંદ કમીશન એજન્ટ હતા, આ ધધામાં તેમની આર્થિક સ્થિતિ સારી થતાં, ધીમે ધીમે એમણે પોતાની બે જગ્યાઓ પણ મોતી બજારમાં ખરીદી હતી. ધન તૃષ્ણા એ તેમની મુખ્ય અભિલાષા હતી પર ધન ગ્રહણ કરી પોતાની પુંજીમાં વધારો કેમ વિશેષ થાય - એજ તેમનો ખ્યાલ હતો. આજ ત્રણ વર્ષ થયાં હું એ શ્રીમંતના આશ્રયમાં મેતાજી તરીકે કામ કરતો, મારે તેમની બન્ને જગ્યાઓનું ભાડું ઉઘરાવવું, અને પરચુરણ પેઢીનું કામ કરવું પડતું. શેઠને આશરે પાંચસોક રૂપીઆ ભાડાના દર માસે આવતા, તેમજ બસોક રૂપીઆ બીજા છુટક ધધામાંથી પણ દર માસે અવશ્ય મળતા. આટલી શેઠ શ્રીની આવક છતાં પણ કોઇ વખત બે ચાર સદગૃહસ્થોનું મંડળ ખાસ આગ્રહથી અમુક ધર્માદા ફંડ માટે નાણાં મેળવવા માટે આવવાનું

હોય, તો શેઠજીને ખબર પડી જતાં પેઢીએ આવવુજ મુલતવી રાખતા. તેમજ માણસોને પગાર ઉપરાંત એક પાઇની પણ આશા આ શેઠ તરફની હતી નહિ. અને એથી વિશેષ ભાગ્યશાળી ગુમાસ્તાએ સમજવું કે દર માસે પોતાનો પગાર વિના વિઘ્ને કે કલેશે ખીસામાં પડે. શેઠની આવી વર્તણુંક છતાં હું મારા પગારમાં મને જે મળતું તેમાં સંતોષી, મારો ઘર નિર્વાહ સત્યથી ચલાવતો. મારીજ જગ્યાએ કોઇ અન્ય લેભાગુ ગુમાસ્તો કામ કરતો હોય તો જરૂર પગાર જેટલીજ રકમ મહીને માસે શેઠના ઘર ખર્ચમાંથી તેમજ પેઢીના પરચુરણ કામથી મેળવે. બબ્બે માસના કે ત્રણ ત્રણ માસના પગાર ગુમાસ્તાઓનાં ચડી ગયા હોય, છતાં પણ શેઠ ગુમાસ્તાઓની વિનંતી ઉપર ધ્યાન આપતાજ નહિ. આવા લેભાગુ શ્રીમંત શેઠના આશ્રયમાં મને ઉન્નતીનાં ચિન્હ દેખાતાંજ નહિ, અને ભવિષ્યમાં પણ પગાર વધવાની આશા પણ હતી નહિ. તેમજ આ શેઠની ગુમાસ્તાઓ તરફ કામ લેવાની ઢબ વિચિત્ર તેમજ અલૌકિક હતી આ ઢબને લઇ સેંકડે એંસી ટકા ગુમાસ્તાઓ તો એમની મેળેજ વિદાયગીરી કરી લેતા, અને કામ કરેલ દિવસનો પગાર લેવા માટે પણ શેઠને આવી મોં બતાવતા નહિ. એમની વિચિત્ર પ્રકૃતી અને કામ લેવાની ઢબથી પેઢીના ગુમાસ્તાથી મોટા મુનીમ સુધીના સર્વ માણસો તેની એ ઢબને નિંદતા અને તે કામ ન કરવા માટે સત્યાગ્રહ પણ કોઇ ગુમાસ્તાઓ લઈ બેસતા. સેંકડે પચાસ ટકા નોકરો કે ગુમાસ્તાઓ ઉપર ચોરીના કે છીનારીના કે કોઇ પણ બાંના કાઢી આ શેઠ પગાર પણ આપ્યા વગર કાઢી મુકતા. કોઇ હિંમતવાન ગુમાસ્તો કદાચ સામે થતો તો આ નર પિશાચ પોલીસમાં વગ લગાડી અસત્ય વાતને સત્ય ઠરાવી બીન ગુન્હેગારને પંજામાં સપડાવી

દેતો. ધીમે ધીમે એમની એ કૃત્રીમતા માણસોમાં પણ જાણવામાં આવી ગઇ હતી આથી બનતાં સુધી તો જાણીતા માણસ આ શેઠને ત્યાં નોકરીમાં રહેવા માટે જતો નહિ પણ બેકારીના સમયને લઇ આ શેઠને અલભ્ય લાભ મળતો રહેતો મારા શેઠની ઉપર પ્રમાણેની રૂપ રેખામાં હું ચકચુર હતો ત્યાં શેઠનું આગમન થયું થોડીવાર મૌન રહી મને પાસે બોલાવી કહ્યું 'મેતાજી હું તમોને આજ સુધી પચાસ રૂપીયા પગાર આપું છું, પણ અત્યારે મારી પેઢીમાં કામ આગળ જેટલું નથી તે તમો જુઓ છો, છતાં કામ કરવું હોય તો હવેથી હું તમોને પંદર રૂપીયા ઓછા આપીશ. તમારી મરજી હોય તો રાજી ખુશીથી કામ કરો, નહિ તો આજ સુધીનો તમારો પગાર લઇ ખુશીથી યોગ્ય લાગે ત્યાં જાવ!" આમ કહેતાં મારી જગ્યાએ નવા ઉમેદવાર આવેલા સુન્દરલાલની અરજી શેઠે મને બતાવી. શેઠના આ શબ્દો સાંભળી હું પણ વિસ્મય પામ્યો. શેઠનો ક્રોધીત સ્વભાવ અને ઉગ્રરૂપ અને એમનું અવિવેકી ગુમાસ્તાઓ તરફની વાતચીત, છેક મારા જેવા જુના જમાનાનો સર્વ સહન કરી ચલાવ્યે જતા! તે હવે તેમને જણાઇ આવશે, એમ ધારી બેકારીનો સખ્ત વખત છતા એ શેઠને નિતિમય નોકરીનું ઉદાહરણ આપવા અથવા તો મારા જેવા સહનશીલતાવાળા ગુમાસ્તાઓની હંમેશની યાદ રખાવવા તે વખત તો હું મારા પેટ ઉપર પાટું મારી ન છુટકે શેઠથી તે દિવસથી મુક્ત થયો. એક વખત અચાનક હું મારા જુના શેઠની પેઢીએ જઇ ચડયો. આ વખતે મારી જગ્યાએ કામ કરનાર સુંદરલાલ છેક સ્વદેશી વસ્ત્રો પહેરી બેઠો હતો. વિદેશી વસ્ત્રોનો આમ બહીષ્કાર કરી સુંદરલાલ પેઢીમાં સ્વદેશી વસ્ત્રોમાં સજ્જ રહેતા તે છેક મને અલૌકિક જણાયું, પણ તે વખત મેં મારી

શંકાને દબાવી દીધી. તે રાત્રે હું સુંદરલાલને બાગ મકાનની બાજુમાં મળ્યો. સુંદરલાલના વેષ પલટાએ મને દિન પ્રતિદિન શંકામાં નાખી દીધો હતો. આથી આ વખત મેં સુંદરલાલને પુછયું "કેમ સુંદરલાલ હમણાં વળી વિદેશી વસ્ત્રોનો બહિષ્કાર કર્યો શું આ વળી ખાદી વાપરવા શરૂ કરી તે શું કહેવાય!" "આ શું કરૂં અત્યારે તો નોકરી એવી છે કે ખાદીમાંજ ઠીક છે, કારણ કે જો વિદેશી સુશોભીત વસ્ત્રો પહેલાની માફક ધારણ કરતો જાઉં તો વળી શેઠને પણ મારો ટુંકો પગાર અને મારો બહોળો ખર્ચ તે ઉપર શંકા જાય, આથી ન છુટકે મારે તો અત્યારે ખાદી ઠીક છે!" એમ કહી સુંદરલાલ મૌન રહયો. મને પણ શેઠની સ્થિતિ સાંભળવા મન થતાં સુંદરલાલને મેં તુરત પુછયું. "બીજું કાંઇ શેઠ તરફથી નવીન?" "નવીન શું હોય; હમણાં વળી તેમની મારા તરફ વર્તાતી આવતી અસભ્યતા મારા જેવા માણસ તરફ છેક અયોગ્ય છે, તેમજ હમણાં બેક દિવસ થયા તો મારી પાસે એવી રીતનું અલૌકિક વિચિત્ર કામ કઢાવે છે, કે તેમના મનમાં છે કે હું કંટાળીને પલાયન કરી જાઉં?" એમ કહી સુંદરલાલે નિશ્વાસ નાંખ્યો. હું પણ શેઠની આયુકતીને જાણતો હતો છતાં પુછયું "કેમ વળી શું છે?" આ જુઓને બે દિવસ પહેલાં આપણી પેઢીનો ગુમાસ્તો નારણ મોડો આવેલો એટલે ફરજીયાત મારી પાસેજ શેઠે પેઢીનું ઝાડું સાફસુફ કરી કઢાવ્યું. "પછી તમે શું કર્યું." "શું કરૂં શેઠને ગુરૂ મંત્ર આપવા ઝાડુ તે વખત તો હાથમાં ઝાલવું પડયું." મને સુંદરલાલની આ વાત સાંભળી હસવું આવ્યું; મને હસતો જોઇ સુંદરલાલે આગળ લંબાવ્યું. "આ જુઓને ગઇ કાલે મને કીધું કે મેતાજી જાવ આ અડધો મણ બટેટા, ત્રણ કોબીજના ફુલ અને ડઝન કેળાં આપણે ત્યાં રાખી આવો;

શેઠને મેં તે વખત આ મણ બોજો માથે ઉપાડી લઇ જવાની અનિચ્છાએ ના ન પાડી. આમ મારે તો પેઢીનું નામું લખવું કે શેઠને જોઇતી સામગ્રીઓ મજુરની માફક લાવેજ જવી; આજ સવારમાં મને કીધું કે મેતાજી જાવ આપણે ત્યાંથી દુધનું વાસણ મોટુ લઇ આવો અને છ શેર દુધ લઇ પાછું ગણી આવજો: આજ બપોરે મને કીધું કે મેતાજી મારૂં માથું દુખે છે બે ત્રણ ટાંપલાં ધીમે ધીમે માથા ઉપર મારો તો મને સણકા નીકળતા આરામ થાય: કહો હવે અમારે આવી રીતે કેમ લંબાવવું, તેમાં કોઇ પણ ચીજ દામ આપી અમારી પાસે બજારમાંથી મંગાવતા હોય તો તો વિશેષ સારૂ, કે મજુર જોગ કમીશન વેપારી પાસેથીજ મેળવી લઇએ પણ જયાં શેઠ પોતેજ ખરીદી લાવી આપણને મજુર, હમાલ કે પોરટરની માફક એક જગાથી બીજી જગા પોંચાડવામાજ રોકે ત્યાં કેમ કામ કરવું તે વિચારો! આમ કેમ દિવસો વિતાડવા શું કરીએ વખત નોકરીઓ માટે ખરાબ છે નહિં તો આવા ગૃહસ્થોને તો બોલાવવા પણ જોઇએ નહિ શેઠના આવાં કુતુહલને લઇ કોઇ ગુમાસ્તો ટકતો નથી તે પણ હવે મારા જાણવામાં આવ્યું. ઠીક છે આવા નિર્દય શ્રીમંતોને કેમ ઠેકાણે લાવવા, તેની ચાવી મારી પાસે છે, અત્યારે જે હું શેઠની આજ્ઞાનું કાંઇ પણ ઉલંઘન કરતો નથી તેમાં એક ગુપ્ત રહસ્ય રહેલું છે આવા શ્રીમંતોથી અયોગ્ય વર્તણુંક કરવી તેમાં હું કાંઇ પણ પાપ માનતો નથી." આમ કહેતાં સુંદરલાલ વખત થતા જુદો પડયો.

* * *

અત્યારે રાત્રિના અગીઆર વાગી ગયા હતા, રાજનગર અમદાવાદની મોતી બજારમાં આવેલી તમામ દુકાનો કયારનીએ

બંધ થઇ ગઇ હતી, અવર જવર ઓછો થઇ જવાથી મોતી બજારનો ધોરી રસ્તો પણ અત્યારે શાંતબની ગયો હતો. અહિં આવેલી કમીશન એજન્ટની પેઢીઓ, હંમેશાં સાયંકાલેજ બંધ થઇ જાય છે. અત્યારે આ વખતે રાત્રીના અગિયારના સુમારે પણ કોઇ દિવસ નહિ ને આજજ પાનાચંદ શેઠની પેઢી ઉઘડેલી જણાઇ, આ પેઢી બહારથી બંધ હોવા છતાં, અંદરની બાજુ ઝાંખો દીવો બળતો જોવામાં આવ્યાથી, આ વખતે મારા નવા શેઠના ઘર તરફ જતાં મારૂં ધ્યાન તે તરફ ખેંચાણું, મકાનની એક બાજુ પર પડતી ડોકાબારી ખુલ્લી હતી, મેં તે બારી દ્વારા ખાનગી રીતે પ્રથમ તપાસ કરી તો જણાયું કે પેઢીની અંદર એક ગાદી ઉપર લમણે હાથ દઇને વિચારમાં પડેલા, જાણે કોઇની રાહ જોતા હોય એમ પેઢીના મુખ્ય ભાગીદાર મારા જુના શેઠ પાનાચંદ બેઠા હતા. તેમની સ્હામે શેઠની આજ્ઞાની રાહ જોતો અને તેમની ચિંતામાં જાણે ભાગ લેતો હોય એમ બતાવતો નારણ ગુમાસ્તો બેઠો હતો. જરૂર કાંઇ નવા જુની થઇ છે એમ મને જણાયું. શું હકીકત છે તે જાણવાની જીજ્ઞાસા થઇ; આથી મેં બારણું ખખડાવ્યું અને ગુમાસ્તાએ આવીને તે ઉઘાડતાં મેં અંદર પ્રવેશ કર્યો. દુકાળમાં અધિક માસ પ્રમાણે એકાએક આ પ્રમાણે મારૂં આગમન પ્રથમ તો પાનાચંદ શેઠને ન રૂચ્યું. દિલગીરી તો હતીજ તેમાં કચવાટના ચિન્હો ઉમેરાયાં. અને બળતામાં ઘી હોમાયાની પેઠે, દુઃખમાં વધારો થયો: પરંતુ સર્વ લાગણીઓ દબાવી દઇને "આવો મેતાજી પધારો;" કહી પાનાચદ શેઠે મને આવકાર આપ્યો અને સ્હામેજ પડેલી એક ખુરશી ઉપર મને બેસાડયો.

"કેમ શેઠ! આજ આટલી મોડી રાત સુધી પેઢીમાં ! કોઇ

દિવસ નહિ ને આજે પેઢીની પાછલી બારી ઉઘાડી, તથા અંદર દિવો બળતો જોઇ મને વ્હેમ પડયો અને તેથી મેં બારણાં ઉઘડાવ્યાં આપને તસ્દી આપી માટે માફ કરજો શેઠ! તમો જાણો તો છો કે આજ કાલ વખત ખરાબ છે!" આમ કહેતાં હું ચિંતાગ્રસ્થ બેઠેલા શેઠ તરફ જોઇ રહયો. પાનાચંદ શેઠે પણ મારી મદદની જરૂર પડશે એમ ધારી કહ્યું. "મેતાજી આજે અમે પણ જરા ઉપાધિમાં આવી પડયા છીએ, ઠીક થયું કે તમો આવી ચડયા નહિં તો વખતે તમને બોલાવવા પણ માણસ મોકલવો પડત.! "જુઓ મેતાજી તમારી જગ્યા ઉપર સુદરલાલને રાખ્યા પછી આજ બે માસ થયા તે પ્રમાણીકપણે મારે ત્યાં પેઢીમાં કામ કરતો આવતો, અને મને તેના હાવભાવ ઉપરથી જરા પણ તેના ઉપર શંકા થતી નહિ, ઘણી ખરી પૈસાની લેવડ દેવડ પણ તેજ કરતો આવતો, અને હું પણ તેને મોટી રકમો બેંકમાં ભરવા કે દલાલોને આપવા કે અમુક કામ માટે સંકોચાયા વગર આપ્યેજ જતો. જાણે એમ બન્યું કે આજ રોજ સાંજના પાંચક વાગ્યાના સુમારે, પેઢી ઉપર ત્રણ ચાર વેપારીઓ અને દલાલો પણ અમુક સોદા માટે બેઠા હતા. એટલામાં ટેલીફોન આવ્યો. ટેલીફોન આવતાં તુરત મેં રીશવર ઉપાડી જોયું તો ટેલીફોન મારા દલાલનો હતો અને મને જણાવ્યું હતું કે:—"રૂપીયા પંદર હજાર લઇ જલદી આવો એક નવી જગ્યા દાણા બજારને નાકે આવેલી છે તેનો સોદો હમણાંજ થઇ જાય!" જવાબમાં મેં જણાવ્યું કે "હું આવુ છું. અથવા પૈસાજ મોકલાવુ છું.! પછી વાત એમ બની કે આજ બે દિવસ થયા મારી તબીયત પણ બરોબર રહેતી નથી. અને પેઢી ઉપર બેઠેલા બે ચાર વેપારીઓ અને દલાલોના મંડળને પણ વિસર્જન કરવું તે અયોગ્ય લાગતાં,

મેં પોતેજ તીજોરીમાંથી પંદર નોટો એક એક હજારની કાઢી સુંદરલાલને તે કામ પતાવવા આપી અને સુંદરલાલને જણાવ્યું કે "જાવ આ પંદર હજાર રૂપીયા દલાલને આપી આવો અને તેની રસીદ પણ લેતા આવજો!" સુંદરલાલ તુરત મારી પાસેથી પંદર હજાર રૂપીયા લઇ તે રૂપીયાની નોટો ખીસામાં નાંખી જગ્યાના સોદાને માટે રવાના થયો. તે વખતે લગભગ સાડા પાંચ છ થયા હતા. તેથી વખતે સુંદરલાલને આવતાં વાર લાગે અને દુકાન કે પેઢી આપણી બંધ થઇ જાય, તેથી મેં પણ પેઢીએજ વાળુ મંગાવીને કર્યું. અને સુંદરલાલ પાછો આવે ત્યાં સુધી દુકાનેજ રહેવું એવો ઠરાવ કર્યો હતો. અને મેતાજી આ પ્રમાણે આઠ વાગ્યા નવ વાગ્યા બારણું વાથી ખખડે તો હુ જાણું કે સુંદરલાલ આવ્યો! ચકલુ ફરકે તો એમ જણાય કે, સુંદરલાલ! કોઇની જરાક પગવટ સંભળાયં તોય એમજ ધારૂં કે સુંદરલાલ! કોઇ ગાડીનો અવાજ થાય તો પણ તેજ! એમ મને થાય. રાહ જોતાં જોતાં મારો દમ નીકળી ગયો પણ સુંદરલાલભાઈ તો આવેજ શાના? છેવટે મને લાગ્યું કે*કાંઇક નવા જુની હશે. તુરત હું ટેલીફોન ઉપર ગયો. દલાલને ત્યાં ટેલીફોન છે એમ મને ખબર હતી આથી મેં તુરત ટેલીફોન કર્યો ટેલીફોન જોડવા તુરત ઘંટડી વગાડી મેં વાત શરૂ કરી:—"એલાવ કોણ? જીહા બોલો? ભાઇ અમારો ગુમાસ્તો મેતાજી સુંદરલાલ પંદર હજાર રૂપીયાની નોટો લઇ તમને આપવાને આવ્યો છે, તે તમોને મળ્યા કે નહિ?" "નહિ ભાઇ અહિં તો કોઇ માણસ આવ્યુંજ નથી. અને તમો પણ ન આવતાં સોદો કેન્સલ પણ થઇ ગયો." મને ધરાસકો પડયો, આગળ વાત કરવાની હીંમત ન જણાઇ મેં વાત કરવી બંધ કરી હવે મને ખાત્રી થઇ

કે સુંદરલાલ પંદર હજાર રૂપીયાની નોટોની ધાપ મારી પલાયન કરી ગયો. તુરતજ હું કપડાં પહેરી દલાલને બંગલે ગયો અને તેમને મળ્યો દલાલે મને ચોકખું જણાવ્યું કે "તમારો કોઇ માણસ મારી પાસે આવ્યોજ નથી. અને હું સુંદરલાલને ઓળખતો પણ નથી!" આ શબ્દો સાંભળી તુરત હું દલાલથી જુદો પડયો અને પાછો પેઢી તરફ આવ્યો કે કદાચ સુંદરલાલ રખડીને આવ્યો હોય. પણ પાછો આવીને જોઉં તો સુંદરલાલ હજી પણ આવ્યો ન હતો. આથી હવે મને ચોકકસ જણાયું કે સુંદરલાલ મેતાજી પંદર હજાર રૂપીયાનો ફંદ દઇ ધાપ મારી નાશી ગયો. આમ તેની રાહ જોઇ અત્યારે રાત્રીના સાડા અગીયાર વાગ્યા છે. અને સુંદરલાલની રાહ જોઇ હું અને આ ગુમાસ્તો નારણ બેઠા છીએ, હવે શું કરવું તેના વિચારમાંજ હતા એટલામાં ઇશ્વરના મોકલ્યા તમો આવી પહોંચ્યા!"

પાનાચંદ શેઠે તમામ હકીકત અથ ઇતિમને સંભળાવી, અને હું પણ વિસ્મય પામ્યો માગથી પણ હવે ન રહેવાણું "જુઓ શેઠ આ તમારાં પાપ તમોને નડયાં. આમ પંદરક રૂપીયાના પગાર માટે મને પેટ ઉપર પાટું મારતાં તમોને શરમ ન થઇ અને એક અજાણ્યા અવિશ્વાસુને તમોએ સ્થાન આપી કેવી આફત ઉભી કરી?" એમ કહી મેં પણ બળતામાં ઘી હોમ્યું. અને જણાવ્યું કે "શેઠ! બનાવ અજબ બન્યો છે, હવે ઉંઘમાં રહેવા જેવું નથી હવે આમ શાંત થઇ ન બેસો, હોંશિઆર થાઓ, જાગૃત થાઓ, સુંદરલાલનો પત્તો મેળવવાજ જોઇએ. કેસ મ્હોટો અને મહત્વનો છે. ઉઠો ચાલો આપણે પોલીસમાં ખબર આપીએ અને સુંદરલાલના રહેઠાણે પણ જઇએ. મેં તેનું રહેઠાણ જોયેલું છે." શેઠ મારા આ શબ્દો સાંભળી તુરત ઉભા થયા પેઢી બંધ કરી અને રાત્રીના

વખતે અમો સુંદરલાલના રહેઠાણ તરફ ઉપડયા. ગાડી તેના રહેઠાણ આગળ ઉભી રાખી, હું અને શેઠ તે મકાનમાં ગયા. જ્યાં તેનું ઘર હતું ત્યાં જોતાં તાળું જણાયું આથી હું અને શેઠ ગભરાટમાં પડયા. બે ત્રણ પાડોસીઓને તે વખતે બારણાં ખખડાવી જગાડયા અને સુંદરલાલનું પુછ્યું તો જણાયું કે "સુંદરલાલ એક માસ થયા અહિં રેતોજ નથી. અને હવે તેનું કયાં રહેઠાણ છે તે પણ અમો જાણતા નથી." ભાડુતીઓના આ શબ્દો સાંભળી અમોએ સુંદરલાલનો પતો મેળવવાની આશા ખોઇ, અને તેને શોધવો માંડી વાળ્યો. રાત્રી ઘણી વીતી હતી આથી હું પણ શેઠને તેના ગયેલા પંદર હજાર રૂપીઆનું આશ્વાસન આપતો જુદો પડયો. શેઠ પણ તુરત પોલીસમાં ફરીઆદ નોંધાવી બંગલે ગયા.

સુંદરલાલ પણ પંદર હજાર રૂપીયાની થપાટ આ લોભી કે લોભાણુ શેઠને આપી છેક પલાયન કરી ગયો. શેઠને પણ પસ્તાવો થયો કે પંદર રૂપીયાના લોભ સારૂ જુના પ્રમાણીક મેતાજીને રજા આપી નવો સુંદરલાલ અજાણ્યો રાખ્યો તો પંદર હજારની મુડી પણ ખોઇ અને માણસ પણ ખોયો. આમ છેક સુંદરલાલનો પતો લાગ્યોજ નહિ, અને શેઠ પણ પંદર હજાર રૂપીયા ખોઇ બેસી રહ્યા. શેઠના બે ચાર મિત્રોએ સુંદરલાલની અમદાવાદમાં તેમજ અન્ય સ્થળોએ પણ ઘણી તપાસ કરી પણ કાંઇ વળ્યું નહિ. અને સુંદરલાલનો પતો લાગ્યોજ નહિ.

* * *

પંદર હજાર જેવી ગંજાવર રકમ શેઠ પાનાચંદને આખરે "ગુરૂ દક્ષીણા" ખાતે ઉધારવી પડી અને સુંદરલાલની [illegible] મુર્તિ અને પંદર હજારની ઝંખના શેઠને જીવન પર્યંત રહી [illegible]

[illegible]

# ધી સીંધીઆ સ્ટીમ નેવીગેશન કું. લીમીટેડ

નીચે જણાવેલા સ્થળો વચ્ચે પંદર પંદર દહાડે આ કંપનીની સ્ટીમરો સફરો કરે છે.

૧ રંગુનથી મલબાર રસ્તે થઇ મુંબઇ અને કરાચી

૨ રંગુન, મદ્રાસ, કોલંબો

૩ કલકત્તાથી, કાઠા પરના બંદર રસ્તે મુંબઇ.

૪ રંગુન-કલકત્તા માંગણી મુજબ

નેપીયર રોડ—કરાચી.

# લાલવાણીનું નરવેન્ટાઇન.

આ દવા ઘણા વર્ષ સુધી અનેક પ્રકારના પ્રયોગ વડે પુરે-પુરી ખત્રી કર્યા પછીજ સામાન્ય વર્ગના ઉપયોગ માટે વેચવામાં આવે છે આ દવા બનાવવામાં ખાસ કરીને સંખીઓ, એરંડાચલું, લોહું, ફોસફરસ વગેરે ઉપયોગમાં લેવામાં આવે છે અને તે બધી વસ્તુઓની ઘણી સંભાળથી બરાબર મિલાવટ કરવામાં આવે છે. આ દવાનો સર્વથી વધારે ગુણ એ છે કે તમે ગમે તેવો ખોરાક લેશો તો તે તરતજ હજમ થઇ જાય છે અને નવું લોહી પેદા થઇ તમામ રગમાં ફેલાઈ નવું બળ અને વીર્ય ઉત્પન્ન થઇ શરીરમાંથી તમામ રોગ જડમુળથી નાબુદ થાય છે અને તેથી માથાનો દુખાવો અને ચક્કર, બદહજમી, આંખોની ફિકાશ અને કમજોરીનું દર્દ, લોહીનો બિગાડ, કમરનું દરદ, થાક, સાંધાનો તથા છાતીનો દુખાવો; ગળાની બળતરા, મગજની નબળાઇ વગેરે તમામ જાતની બિમારીઓ દુર થાય છે, ક્ષયની શરૂઆતમાં રહેતા જીર્ણ જ્વર પર આ દવા અકસીર થઇ પડે છે. સ્કુલ અને કોલેજના વિદ્યાર્થીઓ, વકીલો, જજો, તથા જમીનદાર વગેરે જેમને મગજને શ્રમ આપતું સખત કામ કરવું પડે છે અથવા તો ઘણું કામ કરતાં તરત થાકી જાય છે. તેમના માટે આ દવા ઘણીજ ઉપયોગી અને જરૂરી છે. આ દવા વાપરવાથી તેઓ ગમે તેટલું કામ કરે તો પણ થાકશે નહિ.

**પરહેજી:**—ખારી, ખાટી, અને તેલવાળી કોઇ પણ ચીજ ખાવી નહિ. કીંમત શીશી એકના રૂા. ૨—૮—૦

સોલ એજન્ટ:—જે. **તીરથ અને કંપની,**

બંદર રોડ, કરાચી.

—:૦:—

## લાલવાણીનું સાર્સાપરેલા.

જો કદી તમારૂં લોહી બગડેલું હોય અને શરીરમાં ચળ આવતી હોય, બજારી દવામાં ફાયદો ન થયો હોય તો લાલવાણીનું સાર્સાપેરીલા એકદમ વાપરો.

લોહીના બગાડથી ઝીણી ઝીણી ફોલીઓ અથવા ગુમડાં નીકળે છે જેથી બહુજ બેઆરામી થાય છે શરીરમાં સુસ્તી આવે છે, તમામ અવયવોમાં દુખાવો જણાય છે, અને શરીર એકદમ ભારે જણાય છે, ઘણા શખ્સોના ચહેરા પર લાલ ચાંદા થઇ આવી ચહેરો બેડોળ બને છે. એવી હાલતમાં લાલવાણીનું સાર્સાપરીલા બહુ ઉપયોગી થઇ પડે છે. દવાના બે નાના ચમચા દીવસમાં ત્રણ વખત લેવાથી લોહી બિલકુલ સ્વચ્છ બને છે. અને ચેહેરો તંદુરસ્ત દેખાય છે. મોઢા પર ખીલ યા ચાંદાવાળાને આ દવા ઘણી અકસીર થઇ પડે છે.

પરહેજી:—ખારી. ખાટી, ચીજ ખાવી નહી, દહીં કે ખટાશથી દુર રહેવું. કીંમત બાટલી એકના રૂ. ૨-૮-૦

---

## લાલવાણીનું એગ્યુ મિકસચર.

### લાલવાણીની તાવની દવા.

તાવ માટેની દવાઓ જે બજારમાં મળે છે, તે તાવ આવ્યા પછી લેવામાં આવે છે. વળી બીજી દવા એવી કડવી હોય છે કે બાળકો અને સ્ત્રીઓ પીવાનું પસંદ કરતી નથી, લાલવાણીનું એગ્યુ મિકસચર ગમે તેટલો જોરથી તાવ આવ્યો હોય તો પણ એક

બે વખત લેવાથી એકદમ પરસેવો આવે છે અને તાવ એકદમ ઉતરી જાય છે; ઘણા કેસોમાં એકજ વખત લેવાથી તાવ દુર થાય છે. પીવામાં ઘણી સ્વાદીષ્ટ અને મીઠી લાગે છે, જેથી નાના મોટા બાળકો, સ્ત્રીઓ અને પુરૂષો ઘણી સહેલાઇથી પી શકે છે. એક શીશી બે દરદીઓ માટે પુરતી થઇ પડે છે. જો પેટમાં કબજીઅત જણાય તો દવા શરૂ કરવા પહેલાં મીઠાંનો જુલાબ લઇ લેવો. મોટાએ ચાર ચમચા અને નાનાએ બે ચમચા અને નાનાં બાળકોએ એક ચમચો અને એક વર્ષથી ઓછી ઉમરના બાળકે અરધો ચમચો પાણીમાં મેળવી પીવો. કીંમત શીશી એકનો રૂા. ૧—૦—૦

તાવની મોસમમાં પંચાયતો અને ધર્માઉ દવા આપનારાઓને ઘણા કિફાયત ભાવે આપવામાં આવે છે. વધારે ખુલાસા માટે લખી પુછાવવું.

---

## ઇંદ્રધારા

દુનિયામાં જેટલી જેટલી બિમારીઓ છે તે સર્વ માટે ઇંદ્રધારાની એક નાની શીશી બસ છે. મુસાફરીમાં આવજા કરનારા માટે તેમજ ગામડાંઓમાં રહેનારાઓએ આ દવા સાથે રાખવી ખાસ જરૂરની છે, અને હરેક ઘરમાં એક શીશી રાખવાથી ડોકટરની બિલકુલ જરૂર પડતી નથી.

આ દવા ઘણી કીંમતી દવાઓમાંથી બનાવવામાં આવે છે.

કીંમત શીશી એકનો રૂપીઓ ૧—૦—૦

**ઇંદ્રધાગ ફાર્મસીમાં બનેલી.**

એજન્ટો:—જે. તીરથ અને કંપની.

# લાલવાણીનું ડેપેલેટરી.

## વાળ કાઢવાની ભુકી.

આ ભુકી સિંધના દરેક ગામમાં પ્રસિદ્ધ છે, ગમે તેવા સખત વાળ પણ કાઢી નાખે છે. તેમાં મોટી ખુબી એ છે કે બીજી બજારૂ ભુકીઓ માફક તેમાં વાસ બિલકુલ નથી તેમજ તે બળતરા કરતી નથી. તેની ખુશબો સરસ છે. અને તેની અસર બિલકુલ ઠંડી છે. કીંમત શીશી એકના રૂા. ૦–૬–૦

**વાપરવાની રીત:**—પાણીમાં થોડી ભુકી મેળવી વાળ કાઢવાને ઠેકાણે લગાડી થોડા વખત પછી કાઢી નાખવી.

---

# સેન્ટો લેકસ.

## ગરમીની દવા

ગરમીની કોઇ પણ પ્રકારની બિમારી હોય અથવા પેસાબમાં પરૂ જતું હોય અથવા પેસાબને ઠેકાણે પીડા કે બળતરા થતી હોય તો એકદમ સેન્ટો લેકસ વાપરવું જેથી બધી તકલીફ દુર થાય છે.

ગુહ્ય ભાગના રોગ, ગુરદાનું દરદ, પેસાબની અટકાયત વગેરે તમામ દરદો આ દવાથી દુર થાય છે. એવી બિમારીને છુપી રાખવી નહિ, ઇલાજ એકદમ લેવા જોઇએ નહિ તો પછવાડેથી ઘણી તકલીફ પડે છે, અને રોગ અસાધ્ય થઇ પડે છે.

વાપરવાની રીત :--એથી ચાર ટીકડી ત્રણ વખત દીવસમાં પાણીથી લેવી.

પરહેઝ :-ખાટી ચીજ, ચા, દારૂ વગેરેનો ઉપયોગ કરવો નહિ, કીંમત ઘી ડબી ૧ ના રૂા. ૫-૦-૦

આ દવા વિલાયતમાં યંત્ર વડે બનાવવામાં આવે છે અને બનાવવામાં બહુ સંભાળ રાખવામાં આવે છે જેથી બીલકુલ હાથનો સ્પર્શ થાય નહિ.



## ડેન્ટેડાઇન કંપાઉન્ડ.

### દાંતની દરેક પ્રકારની બિમારી માટે :-

દાંતમાંથી ખરાબ ગંધ આવતી હોય અથવા દાતણ કરતી વખતે કે પાઉડર લગાડતી વખતે દાંતમાંથી લોહી નીકળતુ હોય અથવા દાંત મજબુત ન હોય તો ડેન્ટેડાઇન કંપાઉન્ડ સવારમાં રોજ રૂ વડે દાંત અને પેઢાં ઉપર ઘસવું જેથી દાંત એકદમ સફેદ અને મજબુત બનશે અને દુર્ગંધ નીકળતી બંધ થશે તેમજ દાંતમાં પીડા કદી થશે નહિ. યાદ રાખવું કે દાંતની બિમારીમાંથી બીજી ઘણી બીમારીઓ પેદા થાય છે. જેથી દાંતની સંભાળ માટે ડેન્ટે-ડાઇનની એક શીશી આજેજ ખરીદ કરી વાપરવાની શરૂ કરો. દાઢનું કેવું પણ દર્દ હશે તો એક ટીપું નાખવાથી દરદ દુર થશે.

કીંમત શીશી એકનો રૂા. ૧-૦-૦

બનાવનાર :-ડેન્ટેડાઇન કુંપની.

સોલ એજન્ટો :-જે. તીરથ અને કુંપની,
બંદર રોડ, કરાચી.

# પીલ્સ ઈન્ફન્ટસ કારમિનેટીવ.

## બાળકોની બિમારી માટેની દવા

નાના બાળકોને પેટ સાફ નહિ આવવાથી અથવા દસ્ત ઘણા આવવાથી અથવા બીજાં કેટલાંક કારણોને લીધે જે જે તકલીફો ઉભી થાય છે તે દુર કરવા માટે ફકત પીલ્સ કારમિનેટિવજ અકસીર ઇલાજ પુરવાર થએલ છે. બાળક જન્મે કે આ દવા જરૂર કામમાં લેવી જેથી બાળકને કાંઇ પણ તકલીફ થશે નહિ, અને હમેશાં આનંદમાં રહેશે.

**વાપરવાની રીત :**—જરૂર પડતાં ૬ મહીનાથી નાની ઉમરવાળાને ૧૦ ટીપાં પાણીમાં મેળવી દીવસમાં એક વખત પીવડાવવાં જોઇએ. એક વર્ષ વાળાને ૨૦ ટીપાં દીવસમાં બે વખત ઉપર પ્રમાણે પાવાં. જેને દાંત આવતા હોય તે બાળક માટે આ બહુ અસરકારક છે.

કીંમત શીશી એકનો રૂા. ૧–૦–૦

એજન્ટો :—**જે. તીરથ અને કંપની.**

બંદર રોડ, **કરાચી.**

——

## માનઝાન.

હરસ (બવાસીર)ની બિમારી એવી તકલીફ વાળી છે. કે બિલકુલ આરામ કરવા દેતી નથી. માનઝાન મલમ વિલાયતના

પ્રસિદ્ધ ડિવીટના કારખાનામાં તૈયાર થયેલ છે તે એક વખત લગાડવાથી બિલકુલ આરામ થઇ જાય છે. હરસમાં પીડા થતી હોય કે લોહી આવતું હોય તો થોડો મલમ લગાડવો એટલે એક સેકન્ડમાં આરામ થઇ જશે. આ મલમ રોજ લગાડવાથી ઓપરેશનની બિલકુલ જરૂર પડશે નહિ. હજારો માણસો દુનિયામાં આ પ્રસિદ્ધ માનઝાન મલમ રોજ વાપરે છે. અને દરેક શખ્સ આ મલમનાં વખાણ કરે છે. ઘણા માણસો સેકડો રૂપીઆ ખરચી ઓપરેશન કરાવે છે. તે ફક્ત આ દવાથી તંદુરસ્ત બની જાય છે.

કીંમત લેબલ સાથની મોટી ટયુબના રૂા. ૨-૪-૦

એજન્ટો :—જે. તીરથ અને કંપની,
બંદર રોડ કરાંચી.

—:o:—

## FER·AR·GLOBINOUS.

## ફેર–આર–ગ્લોબીનસની ગોળી.

સ્ત્રીઓને માસિક રૂતુ સ્ત્રાવ વધારે વખત થવાથી શરીર કમજોર થઇ જાય છે, અને આખું શરીર પીળું પડી જાય છે અને કમ તાકાત થઇ જાય છે. મગજ ફરે છે અને ખોરાક પાચન થતો નથી, અને કેટલાક દાખલામાં લોહી સુકાઇ જાય છે, શરીર દુખ્યા કરે છે એ બધા દર્દો માટે આ દવા ઉત્તમ છે, આ દવા વાપરવાથી લોહી એકદમ વધે છે, અને ચહેરો ઘણોજ સારો થઇ જાય છે. આ દવા એક વખત વાપરી ખાત્રી કરો.

**વાપરવાની રીત :**—ખોરાક લીધા પછી એકજ ગોળી પાણી અથવા દુધ સાથે ખાવી.

# આરસેનાઇન કંપાઉન્ડની ટીકડીઓ.

—: સુચના: —

આ ટીકડીઓ મુસાફરો, ધંધાદારીઓ અને બીજાઓને ખાસ ઉપયોગી છે. કારણ કે તે જીભ પર રાખતાં ઓગળી જાય છે અને તેથી જેમ બીજી પ્રવાહી દવા પીતાં પાણીની જરૂર પડે છે, તેમ આ ટીકડીઓ સાથે પડતી નથી.

બીજી પૌષ્ટિક દવાઓની માફક આરસેનાઇન કંપાઉન્ડ કોઇપણ વખતે ફાયદાકારક છે. ભુખ. સામાન્ય તાકાત કે કઉવત વધારવા માટે તેનો ચાલુ ઉપયોગ કરવામાં કોઇ પણ જાતની હરકત નથી.

ઘણા દહાડાથી લોહી સુકાઇ જવાના કેસમાં (Fer-Ar-Globinous) "ફેર-આર-ગ્લોબીનસ" લેવાની ભલામણ કરવામાં આવે છે. પહેલેજ દીવસે તેની તરતજ જાદુઇ અસર જોવામાં આવે છે.

ઇંગ્લાંડમાં બનેલી ૫૦ ટીકડીઓની શીશીની કીંમત રૂપિઆ ૩—૦—૦

એજન્ટો :—જે. તીરથ અને કંપની.
બંદર રોડ-કરાંચી.

---

ફકત એક રૂપીઓ માસીક ભરવાથી બાળકના વિહવાને વખતે અને સ્ત્રી પુરૂસના વીમાબાબત કેટલા રૂપીઆ મળે છે તે માટે વધુ હકીકત પુછાવો:—

તારાચંદ પંજાબી,
C/o. એન. એચ, પંજાબી એન્ડ કું.
બંદર રોડ, કરાચી.

એજંટ ફોર :—સિંધ હિંદુ પ્રોવીડંટ ફંડ હેદ્રાબાદ સિંધ.

\ .

# ચશ્માનો ખજાનો



૧૦,૦૦૦૦

એક લાખ માણસોને એકજ વખતે અમો ચશમા સપલાઇ કરી શકીએ છીએ કારણ કે અમારેત્યાં બહુ મોટો સ્ટોક રહે છે. આખા હિંદુસ્થાનમાં અમારે ત્યાથી ચશમા જાય છે. ડાકટરો, ચશમા વાળાઓ દવાવાળા આંખની ઇસપીતાલોને પણ અમો ચશમા સપલાઇ કરીએ છીએ.



અમારે ત્યાં પોતાના કારખાનામાં દુનીયાના ઉંચામા ઉંચા ચશમાના કાચ બને છે જે માટે અખિલ ભારત પરિષદમાં અમોને ચાંદ મળેલો છે જો તમારે ચશમાની જરૂર હોયતો અમોને પહેલાં મળવામાં તમોનેજ લાભ છે.

ટોકનદાસ હેમરાજ કટારીયા,

બંદર રોડ. કરાચી